# EVIL

# FRIENDSHIP'S MIRROR

BY

KANIALAL MOTILAL MUNSHI.

Welcome! Welcome! Hurra! Hail!
Mark the Gaudy streamer's wave!
of નિતિ's જય and અનિતિ's fall
with Helping God in end and all.

AHMEDABAD

Sankadisheri, Jati's pole.

Only very few copies
For the taste of
The literary Native-patrons.



Price 0—8—0 Postage extra.

Fortune and God with all.

May 1886.

૨૬૯૪

# કુમિત્ર દર્પણ.

નાટક.

રચી પ્રસિદ્ધ કરનાર.

કનૈયાલાલ મોતીલાલ મુનશી.



મંન્દાક્રાન્તા.

ભૂંડા મિત્રો વિષ રૂપ ગણી, સર્વ આપે નીવારો,
કંઠે જાતાં વિષ નિજ રૂપે, સર્વ મારે નીહાળો;
ખોટૂ માનો દરપણ મહીં, આપ પ્રેમેથી ભાળો,
રૂડા મિત્રો રતન કરમાં, પારખી તર્ત ઝાલો.

—***—

અમદાવાદ.
સાંકડીશેરી જતીનીપોળ.
વિદ્યોત્તેજકોની પરિક્ષાને માટે
જુજ નકલો.

કીંમત રૂ૦-૮-૦ પોસ્ટેજ જુદુ.

 શુભં ભવતુ [સને ૧૮૮૬.

# DEDICATION

TO

All the dear readers and dramatists with the hope that the first should go over this and the second play their parts with all the force and eloquence that the author intends them to do and to get themselves and their friends corrected of the evil that the author has here criticised.

By their humble Welwisher,

THE AUTHOR.



# અર્પણ પત્રીકા.

પ્રીય વાંચનારા અને નાટકકારોને આ પુસ્તક અર્પણ કરવામાં આવેછે. આશાછે કે વાંચનારે અને ભજવનારે આ ગ્રંથ જે જુસ્સા છટા તથા રસથી લખાયોછે તેજ જુસ્સો વીગેરે પોતાના કામમાં આણી કામ શરૂ કરવું અને આ પ્રમાણે જે દુર્ગુણ ગ્રંથ કર્તાને ટીકા સાથે વીવેચન કરવાનો વખત મળ્યોછે તે અવગુણ સુધારી લેશે અને બીજાને તે સુધરાવવા પણ પ્રયાસ કરશે.

સુભેચ્છક ગ્રંથ કર્તા.

# સૂચના.

'**મિત્રચિત્ર દ્રોહ**" એ નામનું એક નવીન નાટક લખવું એ વિચાર માહારા મનમાં આવવાથી પ્રિયભાઈ બાપાલાલ રણછોડલાલને સુચવતાં તેઓએ માહરા મતને પૂર્ણ ટેકો આપી મદદ કરી હતી માટે હું તેમનો આભારી હતો પરંતુ તે પુરૂ થએ મેં આ નાટક પ્રિય મિત્ર. ભોળાનાથ બાપાલાલ કંથારીયા તથા શિવપ્રસાદ મણિલાલ પોધ. એઓને બતાવતાં "મિત્રચિત્ર દ્રોહ" નામ કાઢી નાંખી સાર્વજનીક "**કુમિત્ર દર્પણ**" નામ રાખવાની સૂચના કરી તેઓના વિચાર પૂર્ણ રીતિયે દર્શાવી અથથી ઇતિ સુધી પૂર્ણ મદદ કરી તેને માટે હું તેઓનો પૂર્ણ આભારી થઇ ઇશ્વર પાસે તેઓની હયાતી માગી તેઓનાં નામ આ ઠેકાણે અચળ રાખવા પ્રસિદ્ધ કરૂછું.

આ નાટકમાં વાંચનારને વિચીત્ર લાગે પરંતું ભજવનારને અને તેના જોનારને ગમ્મત પડે તેવી રીતે વિદુષકની વેઠ કાઢી છે. અમે આશા રાખીયે છીએ કે પ્રિય વાંચનાર ગુંચવણમાં ન પડતાં આ ધોરી રસ્તાપર વિદુષકની સમય સૂચક આનંદી વાણીરૂપિ ગમત ગોડીયાની સોબતમાં ચાલ્યા જઈ સમજણરૂપિ વિશ્રામ સ્થાને આવી પોહોચશે. કારણકે વિદુષકની વાણી વારે વારે મુકવાનો સબબ એજ કે કંટાળેલા મનને નવી ચંચળાઈ આવે. અને આગળ જાણવાની આતુરતા વધે. ઘણાંએક નાટકોમાં હમારા ધારવા પ્રમાણે રસાલંકારનો વિવેક નથી અર્થાર્થ હાસ્યરસ બતાવવા બેઠા તો હાસ્યરસનોજ ઢગલો, ગમેતો પછી તે હાસ્યરસ અનીતિને રસ્તે દોરે કે મનને કંટાળો આપે, અથવા તો કરૂણારસ કે હરકોઈ રસાલંકારનું તે-

મજા સમજવું. અને વળી બીજી ખામી એ માલમ પડે છે કે તેઓનો નાટક બનાવવાનો હેતુ ફક્ત હસાહસને રડારડજ કરવાનો હોય છે. જે કોઈ વિષય ઉપર તેઓ લખવા ચાહાય છે તેમાં તેઓનો ખુદ અભીપ્રાય શો છે તે શી રીતે લોકોને બતાવવો તે કાંઈ સમજતા નથી અને તેથી કરીને નાટકની શરૂઆતમાં પ્રસ્તાવનાની અંદર જણાતા સુત્રધાર અને નટીના પ્રવેશમાં શાનું નાટક અને તેમાં શું શું છે તેજ ફક્ત કહી આપે છે.

કોઈપણ પુસ્તક કર્ત્તાનો અભીપ્રાય હરઘડી પૂર્ણ રીતી- અને પૂર્ણ જોસ્સાના વાક્યોમાં મજાક કે ખરી લાગણીની વાણીમાં બતાવી આપવો જોઇએ—ચાહ્ય તો નાટક હો, વાર્તા હો કે ઇતિહાસ હો—

આ વિચાર અમનેજ સુઝી આવવાથી અમારો અભિપ્રાય વિદુષકની વાણીમાં જણાવેલો છે. કોઇક ઠેકાણે હાસ્ય રસમાં છે અને કોઇક ઠેકાણે વીર કે કરૂણા રસમાં છે.

કોઈ ટીકાકાર પોતાનો ઇર્ષા રૂપી હથોડો અમારા પુસ્તક રૂપી એરણ ઉપર ઠોકવા ચાહ્ય અને મુખ્યત્વે કરીને એવી થોડીએક જગ્યાઓ કે જ્યાં અમારો પ્રિય વિદુષક પણ માર ખાય તેવી જગ્યાઓ અમે પેહેલેથી છાતી ઠોકી કહીયે છીએ કે ટીકાકારને વાસ્તે કારણસર બાજબી નથી કારણ કે જો કે અમારો ખરો અભિપ્રાય વિદુષક પાસે બતાવવાનો છે તોપણ સારા ગ્રંથકારનું કામ એ છે કે ચાલતો રસ ન તોડવો પણ બળતામાં ઘી હોમવું, માટે અમે પણ કોઈ કોઈ સ્થળે ખુબીની ખાતર, રસની ખાતર, કે મજાકની ખાતર વિદુષકને તેવા મતમાં ભેળવી દીધો હશે અને કોઇક ઠેકાણે આનંદી કુદ્રતી વર્ણનને માટે પણ કદાચ

તેમ કરવું પડ્યું હશે. જેના એક દાખલા માટે આ નીચેની નીશાનીવાળા વિદુષકના ભાષણ તરફ નજર કરો. ☞

આટલી વિંનંતી છતાં પણ હાલનું વલણ એ છે કે જરાકે પણ સારી કે નઠારી ચોપડીનું નામ સાંભળ્યું કે તરત ટીકાકાર શિકારી કે વાઘની પેઠે તે ઉપર તલપ મારેછે. આવીજ રીતે જો વળણ હાલના ટીકાકારોનું હજુસુધી જો મટ્યુ નહોયતો "May God help them to do what they like."

નાટક ભજવનારને સૂચના આપવામાં આવે છે કે વિદુષકને બે ત્રણ જગા શિવાય પડદાની આશપાશ રેહેતી બંને બાજુની સીનરીઓમાંથી જે નજરમાં આવે તેને અડેલીને ઉભા રહી અલગજ પોતાનો પાર્ટ ભજવવાનોછે. અમે આશા રાખીએ છીએ કે અમને કોઇ નાટકના અનુભવી કરતાં દોઢડાહ્યા નહીં કહેશે.

અંતે અમારી ઉદ્ધતાઇને માટે ક્ષમા માગી સ્વદેશી ભાઇઓને વિનવીયે છીયે કે આ અમારા પ્રથમ પ્રયાસને ઉસ્કેરણી આપી ભોગે ભાવે અમને પૂર્ણ મદદ કરશો. હાલ ગ્રંથકારની ખોટ નથી, અને તેથી કરીને સારા ખોટા સરખા ગણાયછે અને કોઇને ઉત્તેજન મળતું નથી. તેમ અમને પણ સામાન્ય રીતીયે કહીએ તો આશ્રય ઠીક મળ્યો છે પણ સંતોષકારક નહિ. અમે જેટલા કીર્તીને લાભના લોભી છીએ તેથી વિશેષ દેશોન્નતિના લોભી છીયે અને તે માટેજ આ અમારૂં પ્રથમ પગલું ભરાયલુંછે. ખોડ ખામી વાંચનાર દરગુજર કરશે અને તત્ત્વ ગૃહણ કરશે. નાટક લખવાનો હેતુ એજ કે દેશને આ પુસ્તકના વંચનથી તથા તેના ભજવવાથી બેવડો લાભ થાય માટે છેવટે ઈશ્વરને વિદ્યા અને વિદ્વાનોનો ફેલાવો, દેશની ચઢતી અને ઉ

તાજકોનો પૂર્ણ આશ્રય વધતો જાય અને દેશની ઉન્નતી થાય એજ અમારી પ્રાર્થના છે તે સફળ થાઓ અને આ પાછળ મુકેલા સદગ્રહસ્થો જેઓ હમેશાં હરકોઇ પુસ્તકને આશ્રય આપ્યા વિના રેહેતા નથી અને વગર પુછે આવીને અમારી પાસેથી આશ્રયદાતાનો ખેતાબ લઇ જાય છે તેવા અમુલ્ય યશવાન મણીયોને આ ગ્રંથરૂપી અમુલ્ય ઘરેણામાં છાપખાનાની અથાગ સાચવણીવાળી મેહેનત રૂપી કુંદનથી જડેલા છે તે સર્વેનું સદાને માટે કલ્યાણ થાઓ. અને વિદ્યાના લયકરોનું પણ ન ચાલતે કેહેવું પડેછે કે મલુ થાઓ અને શિખામણ લ્યો.

હું ઉછરતો યુવાન છું તેમજ મારા મદદનીશ પણ ઉછરતા યુવાનો છે તેથી હમારી કલમે ઉછળતો જુસ્સો બતાવવાને છુટ લીધી હશે તે અનુભવી અને વૃદ્ધ વિદ્વાનોને ખામી ભરેલું લાગશે. દુનિયામાં જન્મ પામેલા કાંઇ પ્રથમથીજ વિદ્વાનો હોતા નથી પરંતુ "કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય" એજ કેહેણી મુજબ સર્વે કોઇ વિદ્વાનની માહાન પંક્તિમાં આવ્યાછે, આવેછે અને આવશે તે કાંઇ શંકાયુક્ત નથી. આ માહારી કલમ સદગ્રહસ્થોને જો રમુજી લાગી મને પુરતો આશ્રય મળશે તો સાર્વજનીક સુખના વિષયો સુધર્રાને ગ્રંથરૂપે થવા માહારા કબજામાં આવશે.

તમારો સર્વ રીતે સુભેચ્છક ગ્રંથકર્તા,
અને તેના સાથીઓ.



# कुमित्र दर्पण.

## અંક ૧ લો.

પાત્ર.

| | |
|---|---|
| સુત્રધાર | નાટકાચાર્ય. |
| નટી. | નાટકાચાર્યની પ્રીયા. |
| વિદુષક | હાસ્યજનક પુરૂષ. |
| પ્રમાણીકરાય | કમળાનંદનો પિતા. |
| કમળાનંદ | પ્રમાણિકરાયનો પુત્ર. |
| ભગવતરાય | કમળાનંદનો મીત્ર. |
| વિલાસાનંદ | કમળાનંદનો નવિન મીત્ર. |
| સત્યપ્રસાદ | વિલાસાનંદનો મીત્ર. |
| ચતુરલક્ષ્મી | કમળાનંદની જનેતા. |
| ઠામાગવરી | કમળાનંદની પત્ની. |

# કુમિત્ર દર્પણ નાટક.

## અંક ૧ લો.

### પ્રસ્તાવના.

સ્થળ—નાટકશાળા.

સૂત્રધાર ....... નટી ........ વિદુષક.

### મંગલાચરણ.

સોરઠની ગજલ.

ી કરૂં પ્રભુ તાહરી, યોગ્ય શક્તિ થાવા માહરી—ટેક.
તું થકી સઉ થાયછે, દીન સૂખમાં પ્રભુ જાય છે;
ા રંક સુખ દુઃખો અને, પ્રભુ શક્તિ મોહોટી તાહરી. વીન૦
ચંદ્ર તારા અને ગૃહો, પ્રભુ દેવ અને દાનવો;
ા તા'રીનો છે એ દાખલો, સ્વામી શક્તિ મ્હોટી તેથી કહી. વીન૦
પાથી ચાલે જગત આ, સ્વામી થાય દીન અને નીશા;
કૃપાથી કામ ઘણાં બને, પ્રભુ જગતમાં પ્રસરી રહી. વીન૦
કૃપાવિના કશું ને'થશે, એક પત્ર સ્વામી ન હાલશે;
કૃપાવિના શક્તિવાન બ્હૈ, કાય મંદ તેની બને ખરી. વીન૦
ા કામ કેમ હુંથી બને, શક્તિમંદ છે પ્રભુ માહરી;
દય થાવ સ્વામી કૃપા કરી, શક્તિવાન થાઉ હું આ ઘડી. વીન૦

હે વીસ્તીર્ણ ભારત ભૂમીના વિદ્વાન સુજ્ઞ અને ન્યાઈ તનીયો! વિચારશો તો માલમ પડશે કે હાલમાં તમારા દેશમાં દશે દીશાએ કેટલી અણહદ અનીતિનો ફેલાવો

વર્તમાન કાળમાં થયેલો છે, અને કેટલા વેહેમો અને કુ-ર્ગુણો સહ કુટુંબ વાસ કરી રહેલા છે? ઓહો! બેશક! અત્યંત!!

અનીતિના ફેલાવાનાં કેટલાંક કારણોમાં મુખ્ય "કુમિત્ર" પણ છે માટે આ વખત બીજા કારણોને વિશે સંપૂર્ણ બોલવા સમય ન હોઈ વગર વિચારે મિત્રતા કરવાથી અ-થાર્થ ગુણ-દોષ પરખ્યા શીવાય મિત્રો કરવાથી તેઓ પાછળથી કેવા દગલબાજ અને વ્યભિચારી નીવડેછે, તે તથા ભાગ્યું તુટ્યું ભણેલી પ્રેમદા ધણીને આડું અવળું સમજાવી કૂચાતુર્યથી કેવી એક વારાંગનાની સાથે રેહેતા ગાંધર્વની માફક બનાવી દઈ કુડી વાંચ્છનાઓ પૂર્ણ કરેછે, તે તથા મિત્ર પરિક્ષા, થોડુ એટલું દુધ દેખી રહેલા સર્વને અત્રે અતિ હર્ષથી "દર્પણ" કરી આપુંછું. અને પાછળથી વ્યભિચાર રૂપિ નર્કના અગાધ ખાડામાં પડતાં પેહેલાં પડનારને તેના સ્નેહીયો કે મિત્રોએ, યા સ્ત્રીને તેની સાહેલીયોએ જે જે શીખામણ આપી હીતનાં બોધ વચન કહેલાં તે બાજુ ઉપર મુકી ઇંદ્રવરણાના ફળને નારંગી ધારી પડેલા પરંતુ પાછળથી તે ફળમાં કડવાસ તથા ધુમાડા દેખી પોતાના સ્નેહીયોની શીખામણને અંતઃકરણ પૂર્વક યાદ કરી જે જે પસ્તાવો કરેલો તે બધું બ્યાન સાંભળવા અને આબેહુબ ચિતાર જોવા સારૂ એક સ્વર્ગ સભાને પણ બાજુ ઉપર મુકે એવાં રમુજી પ્રસંગથી ઈશ્વર કૃપાનુંસારે અતી હર્ષ થાય છે.

( પડદા તરફ જોઈને ) પ્રિયા! ( થોડીકવારે ) આટલી બધી વાર કેમ થઈ?

**નટી**—આજ્ઞા માહારાજ! (નાક બતાવી) આ નવી વાળી ધારણ કરતાં થએલા થોડાક વિલંબને માટે ક્ષમા કરશો.

સૂ૦—કાંઈ ચીંતા નહીં પ્રિયા. પરંતુ હું ધારૂંછું કે સૂત્રના આપ્યા મુજબ આજે જે પ્રસંગ છે તે માટે સર્વ પાત્રોને તૈયાર થઈ રેહેવા કેહેલુંજ હશે.

નટી—સ્વામીનાથ ! આજ્ઞાનુંસારે ચાલવા તેઓને પ્રથમથીજ કહેલું છે.

સૂ૦—બહુજ સારૂ પ્રિયા.

નટી—ત્યારે હવે આરંભ કરવામાં વીલંબની શી જરૂરછે !

સૂ૦—કાંઇજ નહીં.પણ શરૂઆતમાં આ સભા રંજક અને કૂકર્મિયોને સજાકારક વીનંતીરૂપે કાંઈક ગાયન થાય તો ઠીક.

નટી—જેવી આજ્ઞા.

( ઠુમરી. )

બાપી રહ્યું જગત મોહાબ્ધીની મહીરે,
રચાયલું પ્રભુ હસ્તથી. બાપી૦
જગમાં જનમે જેમ જેમ જંનો;
બને કૂકર્મ કરી પાપી અતિરે. રચાયલું૦
બભીચારી બની જીંદગી માંહી;
લંપટ છાપ થતા મૂર્ખ થઇરે. રચાયલું૦
પૂછે કદાપી આ શું કરોછો;
કે'શે હરીએ એવી દીધી મતિરે. રચાયલું૦
અધર્મી પાપી પ્રભૂને શીરે;
નાંખે કલંક જુઠું મૂર્ખ બનીરે. રચાયલું૦
પણ ઈશ્વર એ કૃત્યો સર્વ;
ભુલે ન દીલમાંથી તે તો જરીરે. રચાયલું૦
સત્યને પંથે જાવાને માટે;
આજ્ઞા દીધેલી પ્રભુ હસ્ત થકીરે. રચાયલું૦
એવા હરામો જગમાં વસે છે;

અધર્મિ, પાપી, કુડા, લંપટ અતિરે. રચાયલું૦
શિક્ષા કરો દયા સિંધુ કૃપાળુ;
નિતિ રિતિના સુભેચ્છક અતિરે. રચાયલું૦
અરજ આટલી મ્હારી સ્વીકારો;
અધમ જન હરનાર હરિરે. રચાયલું૦

સૂ૦—વાહ! વાહ! વખતને અનુસરીનેજ ગાયન કર્યુંછે ને—પ્રિયા! ત્હારીતો ખુબી ઓરજ છે.

વિ૦—હાં! હાં! હું સમજ્યો. ખુંધી બોર ખાયછે. ઓર તે અહીયાં કે ભોંયમાં?

સૂ૦—અરે! તુંતો વિચીત્ર બાસેછે.

વિ૦—ભસે તે કુતરાં અને બાસે તે બાનું. અહીયાં તો તેમાંનું કાંઈજ નથી. પણ અરે વીચીત્રને બદલે હું, તું, અને આ, મળી ત્રીચીત્ર જણાઈએ છીએ તો—કાંઈ ફીકર નહીં. કારણકે આપણે બધાં સગાં નીકળ્યાં.

સૂ૦—ભાઈ જોતો નથી કે સભા સભ્ય મનુષ્યોથી ભરાયલી છે?

વિ૦—લે વળી? ભરાઈછે ત્યારે ભમેછે કેમ?

સૂ૦—બસ હવેતો તાહારાથી માહારૂં માથું પાક્યું પણ તું કોણ હઈશ વારૂ?

વિ૦—માથું પાક્યું હોય તો લાવને નસ્તર મુકું કે બલા જાય. દેખતો નથી કે હું કોણછું? કાંઈ ચોપગું તો નથી.

સૂ૦—તેતો ખરૂંસ્તો કે તું માણસછે પણ તાહારૂં નામ શું?

વિ૦—કાંઈ રસ્તામાં પડ્યું નથી તો—આવી ગયું!!! એમ કંઈ કેહેવાનું નોહોય.

સૂ૦—મળેતો—

વિ૦—ત્યારે તો વાર શાની. જીલબ્બેસ્તો.

સૂ૦—શું જોઇયે ?
વિ૦—જાણતો નથી કે ॥ब्राह्मणानां मोदिकं प्रियम्॥
સૂ૦—અરે ! તું તો કોઈ વિદ્વાન જણાય છે ?
વિ૦—વિના—વાન તું,તાહરો બાપ, ને તાહરી સાત પેઢી.
    જો વળી નમીને ચાલીએ ત્યારે ગાળો ભાંડેછે.
સૂ૦—(કાંન પકડીને) ભાઈ ! હું તો વિ-દ-વા-ન કહુંછું.
વિ૦—એ એ !!! દુર રહે કાન કેમ લઈ જાછ? તું કેહે-
    છે એમ હોય તો તો ઠીક. કુંભારને મન ગધેડાં ડાહ્યાં
    તેમ તાહારે મન માહારાથી તો કોણ ડાહ્યું હોય?
સૂ૦—ઠીક! પણ બોલ. તાહારૂં નામ કેહેતો ॥ मोदिकं
    प्रियम् ॥ મળે.
વિ૦—એમકે! ત્યારે તો સાંભળ—જો પણ કાંનમાં પુમડાં
    ઘાલીને હોં—રંગલો, વિદુષક, મશ્કરો-અરે હવે તો
    નહીં કહુ. બાકી છે તો ઘણાંએ. મારી કોઇના ઘર-
    માં કાંઈ ખોટ નથી.
સૂ૦—ત્યારે તો તું મને સાહ્ય થઇશ એમ લાગે છે.
વિ૦—મેર ડફોળ! સાહ્ય તને તાહારો બાપ ને તારી બાય-
    ડી. હું શું કરવા !
સૂ૦—ભાઈ! હાલમાં તો નામ પ્રમાણે ગુણ જવાદે ને જે
    કામ કરવાનું તે સાંભળ.
વિ૦—બોલ સુખેથી આ બેઠા (પલાંઠી વાળી બેસેછે)
સૂ૦—સાંભળ, આ ઠેકાણે માહારે "કુમિત્ર દર્પણ" નાટક
    ભજવી બતાવવાનુંછે.
વિ૦—હાં હાં!!! એમ છેકે? ત્યારે તો ઠીક.જુઓ હવે
    ભાઈના ભડાકા ઉડશે તે (એમ કહી મુચ્છોપર હાથ
    નાંખેછે) પણ ભાઈ તેમાં તુ શું શું કરીશ?
સૂ૦—સાંભળ-દુનિયામાં માણસો છળભેદથી મિત્રો બની

કેવાં ખરાબ વર્તન કરેછે, તેમની સ્ત્રીયો સાથે કપટથી કેવી કૂડી વાંચ્છનાં પુરી કરેછે અને તેનાં કડવાં ફળ ચાખી આખરે કેવા દુઃખી થઈ તેમનો અંત આવેછે, તેનો બધો ચિતાર તથા મિત્ર તપાસ બતાવવીછે.

વિ૦—વાહ! વાહ! ઠીક ત્યારે તો તું માહારા મતનેજ મળતો નીકળ્યો. આ વાત માહારા મનમાં ઘણા દિવસથી ઘણે ઠેકાણે આવા દેખાવો બનવાથી ઘુમી રહી હતી. સાબાશછે તને! થેંકીયુ! થેંકીયુ! આ સાંભળી હું ઘણોજ ખુશી થયોછું. હમે મુળતો બ્રાહ્મણભાઈ લાડુભટમાં ગણાઈએ તેથી બોલેલું વક્કર વિના બહાર પડે અને હુરીયો હુરીયોથાય માટે બોલતો નોહોતો. માહારાથી પણસર્વે ઠેકાણે જોવામાં આવતી અનીતિ લગાર પણ દેખી શકાતી નોહોતી. ઠીક થયુ કે હાલમાં તું સર્વે બાયલામાંથી શુરવીર નીવડી પ્રત્યક્ષ ચિતાર રૂપિ ચાબકો મારવા તૈયાર થયોછે.

સૂ૦—(નમીને) માહારાજ! આપની સમય સૂચક વાણીથી હું ઘણોજ આનંદ પામ્યોછું અને માત્ર એટલીજ વીનંતી કરૂંછું કે આજનો માહારો આ શુભ પ્રસંગ પૂરો થતા સુધી આપ અત્રે રહી મને પૂર્ણ મદદ કરી આપના ગુણથી નાટકને દીપાવી આપશો.

વિ૦—પ્રિય સૂત્રધાર! ઉત્સાહીક પુરૂષોના ઉત્સાહને મદદથી ઉત્તેજન આપવું એ મનુષ્ય માત્રનો ધર્મછે તેને અનુંસરીને હું તને માહારા ખરા દીલથી મદદ કરી બનતા પ્રયત્ને તને પૂર્ણ આશ્રય આપીશ.

સૂ૦—ઓહો માહારાજ! ચાલો ત્યારે, હવે અપણે આરંભ કરીયે.

વિ૦—ઓયસ! ઓયસ! ચાલો ચાલો! (લોકો તરફ) ઓલરાઈટ. ઓરડર એન્ડ પીઈસ ફોરધી પ્રેઝંટ.

વેલ કમ ઉવેલ કમ હુરરા હેઇલિ
માર્ક ધી ગોડી સ્ટ્રીમર્સ વ્હેવ;
ઓફ નીતીઝ જય એન્ડ અનીતીઝ ફોલ,
ઉવીથ હેલપીંગ ગોડ ઇન એન્ડ એન્ડ ઓલ;

સૂ૦— **હરીગીત છંદ.**

મિત્રો કરી ગૂણી ઘણા, પ્રીતી વધારો હેતથી,
શઠ મિત્રને પરખ્ખીજ કા'ઢો, દુર કહુછું રીતથી;
સારાં સુ કામ કરો ઘણાં, સુમતિ અસાકર ધારીને,
કૂડી મતી રૂપ જાળજે, સૂખી બનોજ નિવારીને.

સદ્‌ગૃસ્થો! હવે જુઓ અને ખાત્રી કરોકે "First love and then suffer" એ ખરૂ છે.

ઇતિ પ્રસ્તાવના.

---

# अंक १ लो.

## દર્શન ૧ લું.

### સ્થળ—વિલાસાનંદનું ગૃહ.

**વિલાસાનંદ........સત્યપ્રસાદ........વિદુષક.**

**વિલા**૦—ઓહો! ત્રણ તો વાગી ગયા. હજુ **સત્યપ્રસાદ** કેમ આવ્યો નહીં હોય વારૂ? કહ્યા કરતાં તો વધારે વખ્ત થઇ ગયો છે. ચાલ કાલને રસ્તે થઇ કાલવાળીની ચીકીત્સા જોઈ સત્યપ્રસાદને ત્યાં જઇ આવું.

**વિ**૦—હા ભાઇ જાઓ જાઓ કાલબાદેવીનેતો ચુકશો નહી. બધી વાત પછી.

સત્ય૦—કેમ મેહેરબાન તાલમેલ થઇને ક્યાં જવાનો ઇરાદો રાખ્યો છો ?

વિલા૦—ઓહો ! આપ આવી પોહોચ્યાકે ? કહ્યા કરતાં વાર થઈ માટે તમારી તરફજ આવતો હતો, એટલામાં તો આપ પધાર્યા.

વિલા૦—ભાઈ ! આજ કેમ આટલી બધી વાર લાગી ?

સત્ય૦—જરાક હું માહારા પિતાજીની પાસે તેઓ "યોગ વાશિષ્ટ"વાંચતા હતા તે સાંભળવા બેઠો હતો માટે—

વિલા૦—ત્યારેતો હવે તમે નાહાની ઉમરમાંજ યોગ ધારણ કરશો કે શું ?

સત્ય૦—કાં નાહાની યા મોહોટી, ચાહ્ય તે ઉમર હોય પણ માણસ જો હમેશાં સ્વધર્મ પ્રમાણે વર્તે અર્થાથ પુરૂષ એક પત્નીવૃત અને સ્ત્રી એક પતિવૃત પાળી નીચ વાંચ્છના દીલમાં કદી પણ ન લાવે તો તે યોગધારી કરતાં પણ માહાન પુરૂષ ગણાયછે.

વિલા૦—અરે ભાઈ ! એમ કેમ હોય ? આ દુનિયામાં તો જન્મીને " જીવ્યા કરતાં જોયું ભલું " ને " જોયા કરતાં ભોગવ્યું ભલું "—

વિ૦—ખોટુ ભોગવી પસ્તાવું ભલું.

બાકીનું બધું વ્યર્થ જાણવું. વાહ ! ઠીક થયું કે આ વાતનો પ્રસંગ આવ્યો. અરે મીત્ર ! કાલની વાતતો હું તને શી કહું !

સત્ય૦—અરે ભાઈ ! એવું તે શું છે ? જરાક કોહોતો ખરા !

વિ૦—કેહેશું કરમ ? કેહેતાં વાતજ ખર બનેને—

વિલા૦—અરે ભાઈ ! કહું શું ? મન માનતુ નથી અને કાળજુ કજળાઈ જાયછે. અરે મિત્ર ! કાલે બજારમાંથી જતાં રસ્તાની સડક ઉપર આવેલી એક

હવેલીના ઝરૂખામાં૦ ૦ ૦ ( સુદ્ધિમાં આવી ) બાઈ! શું કહું? ઈંદ્રની અપ્સરાને અળગી કરે એ-વી નવ જોબનવંતી કામા સોળશણગાર સજી બીરાજેલી ૦ ૦ ૦ (સુદ્ધિમાં આવી)આહા હા! શું એની લટક! શું એનું મુખ!

ટુંકામાં હે મિત્ર!

(ગઝલ.)

મૂખ શશી શોભતું, ગુલાબી ગાલ સાથ;
શીર કેશ શ્યામ ખુબ, દેખુ કોમળ હાથ;
ધનુ ભ્રગુટ્રી શોભનાથી, હારે મેઘ બાણ,
કાળજુ વીંધી ક્ષણે તે લેજ પુરૂષ પ્રાણ.

અરે મીત્ર! એ કામોનીને જોઈ ત્યારથી હૃદયમાં પ્રાણછે તે નહીંજ જેવો સમજુછું. મોજશોખ, ખાનપાન ખુણે સંતાઈ ગયુ છે, નિંદ્રા નાશી ગઈ છે, માહારૂ મન તેની પાછળ ભ્રમરની પેઠે ભમેછે એવી જે વારાંગના જેનું રજની રંજનથી રટન કરેછે, આહા! હા! એ પ્રભુ! એવી શ્યામાઓના સંગ વીનાની જીંદગી શુન્ય છે માટે વ્હાલા મિત્ર હવે એ શશીવદની જલદી પ્રાપ્ત થાય એવી સલાહ બતાવ કે હું શીતળ થાઉં.

વિ૦—હાય માહરા બાપ! વર્ણન તો એવું ઝડ ઝમકમાં ચાલેછે કે જાણે વરસાદનુંજ ઝાપટું. કાંઈ પૈસા બેસે છે કે વાર લાગે? પણ મૂરખા શીતળને બદલે વીકળ થાઉ એમ કેહેને—

સત્ય૦—શાણા મિત્ર! તું કેહેછે તે ખરૂં. પણ સમજુ થઇને ક્યમ સમજતો નથી? તેં ઘણે ઠેકાણે વાં-ચ્યું હશે, સાંભળ્યું, હશે અને દીઠું પણ હશે કે વ્યભિચારથી કેટલું પાપ તથા દુઃખ થાયછે. યાદ

રાખ કે જેણે માત્ર વ્યભિચારની આશાજ રાખી તેઓનું પણ કોઈ દિવસ સારૂં થયુ નથી તો પછી જે માણસ તેમ કરવા જાય તેની તો બાકીજશી? તને સાંભરતું નથી કે—

(ગજલ બિહાગ.)

રામ રમા રાવણે રાજીથી હરી આપ,
(તો) કૂળ મૂળ કાઢિયું, રામે ગ્રહીને ચાપ;
દુષ્ટ દુરીયોધનેજ, દ્રૈપદિ પર કોપ,
કરી, સભામાં લાવવા, દિલે ધર્યોતો રોશ.
તેથિ ભીમ કોપિયો, કરિ દુષ્ટને સજાય,
વ્હોરયો બંધુ મિત્ર સાથ, યમપુરિની માંહ્ય;
જાય વ્યભિચારથિ, આ મેદિનીનું સુખ,
ઈશ દ્વાર જાય જ્યારે, પામતા બહુ દુઃખ.

વિલા૦—નહીં ભાઈ નહિ. તું કહેછે તે મને બીલકુલ પસંદ નથી. દુનિયામાં આવી આનંદ કરવો એજ ઇશ્વરનો હુકમ છે. નહીંતો તે એવી વસ્તુઓને પેદાજ શા માટે કરત?

વિ૦—ભાઈ! તમારા જેવાનેજ માટે. પણ યાદ રાખજો કે, "ઇશક બીશક ખાંશી ખીશક, ખુન ખાન મધુપાન, ઈતને છુપાયે નવ છૂપે પ્રગટ હોય નીધાન"

સત્ય૦—પણ મૂરખા! યાદ રાખ કે ઇશ્વરે જે જે વસ્તુઓ બનાવી છે તેમાં તેના નીયમો છે, ભાવાર્થએ, કે—કેટલીક ચીજો એક સરખી રીતે વાપરવાની છે.—કુતરી બલાડી જેવી ચીજોનું કાંઈ અમુક ઠરાવેલા પતિ સાથે લગ્ન થતું નથી—અને કેટલીક, સ્ત્રીઓ જેવી વસ્તુઓ તો, તેના ખરા માલીક શીવાય બીજાથી ઉપયોગમાં લેવી કદી પણ ઘટારત નથી. વ-

ળી ધારો કે ઘરમાં બેન હોય ને રૂપવંતી હોય તો શું તેના પર કુદ્રષ્ટી થાય કે?

વિલા૦—(ઝંખવાણો પડી)નહિ.નહિ એતો જુદી વાત છે. શું આપણા ને પારકાં સરખાં કેહેવાય ? માટે જો તું માહારો ખરો મીત્ર હોય તો એ રત્ન પ્રાપ્તીનો રસ્તો બતાવ.

વિ૦—અરે ભાઇ! પડવાદોને આંધળાને કુવામાં—કાંઈ દીવો ધરે દેખવાનો છે? દાઝશે ને ડામ પડશે ત્યારે ઘણોએ પસ્તાશે. હમણા તો આંખે ઘાંચીના ઘરનાં ચશ્મા છે.

સત્ય૦—ભાઈ સમજતો નથી કે આપણાં આપણને તેવાં પારકાં તેમને વાહાલાં હોયજ. આપડે તેમનાં ઉપર તો તે આપણાં ઉપર પણ કુદ્રષ્ટી કરેજ. કાંઇ આપણાં સ્વર્ગેથી પડતાં નથી કે કોઈ બાકી રાખે. કરીએ એવું તો પામીએસ્તો! માટે તું કહેછે તે મને લગાર પણ પસંદ નથી આવી સલાહ દુશ્મનને નહીં તો તને તો ક્યાંથીજ આપુ? (સ્વગત) હવે આની દોસ્તી ન જોઇએ (પ્રકાશ) ભાઈ! હવે હું જાઉછું.

વિલા૦—હાજી પધારો.તમારેને હમારે હવે છેલ્લી સલામ.

(પડદો પડેછે).



## દર્શન ૨ જું.

**સ્થળ. કમળાનંદનું ઘર.**

**કમળાનંદ...વિલાસાનંદ.....વિદુષક......ભગવતરાય.**

વિલા૦— (મેવાડો.)

હોશે કીયું મકાન રે, હું ખોળું જે અહીં,
દેખું ખુબ હવેલીયો, ચઢતી એકે એક;

વાતો કરતી આકાશમાં, રહી મદમાં તે છેક. રેહું.
પુછતાં નર પંડીત બને, પુછવું માટે આજ,
નાગરવાડો આ રહ્યો, હશે નક્કી તેઆ ઠામ. રેહું.
જાણું સઘળાં નામ હું, ઘરમાં રેહેતાં જેહ,
ખાળ્યોધ્યું હું યુક્તિથી, તપાસ કરી તેહ. રેહું.
પુછવું શું મ્હારે જઈ, આ ઘર કેરીમાંહ્ય,
આવી યાદ નીશાની જે, બતલાવી તેણે ત્યાંહ્ય. રેહું.
કમળાનંદનું ગૃહ આ કે?

**કમળા૦**—એ કોણ હશે વારૂ?

**વિ૦**—ઘર ઘાલનાર માહામૂર્ત્તિ.

**કમળા૦**—આવો ભાઇ તમે શોધોછો તે આજ ઘરછે. આવો મેહેરબાન પધારો.

**વિલા૦**—જી હા! સેહેજ કામ હોવાથી આવ્યો છું.

**વિ૦**—સેહેજ છે કે કેવું છે તે તો પાછળથી ખબર પડશે—

**કમળા૦**—મેહેરબાન સુખેથી ફરમાવો.

**વિ૦**—એટલે ભાઈ ગુલામ થઈ જાય.

**કમળા૦**—પણ આપનું નામ શું?

**વિ૦**—છપન વેહેપારી.

**વિલા૦**—ભાઇ સાહેબ હું આ શેહેરનોજ રહીશ છું, મારૂં નામ વિલાસાનંદ છે. અને માહારે આપનું ખાસ કામ હોવાથી આવ્યો છું.

**વિ૦**—ઠીક. શેહેરનો રહીશજ શેહેરીનું ઘર ઘાલે તો—

**કમળા૦**—હાજી! આપનો મોહોટો ઉપકાર થયો.ભાઈ માહારા સરખું કામ કાજ?

**વિલા૦**—ભાઈ આપની અને માહારી વચ્ચે આ પ્રથમજ સમાગમ હોઈ પ્રથમજ પરીચય છે માટે કદાચ માહારી વાત માનવામાં નહીં આવે એમ અંદેશો ઉ-

મજા થાય છે તથાપિ આપના સ્વાર્થની હોઈ તે ક-
હ્યા વગર ચાલતું નથી.

વિ૦—હા ! ખરી વાત. વિક્રમથી તો અધીક પરમાર્થિ ત-
મેજ નીકળ્યા કે વીર્ય હાનીથી નબળા ન થાય–કોણ ?
તે સમજ્યા? આ ભાઈ સાહેબસ્તો !–માટેજ આપ
મંગળ મૂર્ત્તિ તેની સ્ત્રીને માટે આવ્યા છો તો–જુઓ!
હવે તો એ મુખરૂપિ દરમાંથી સાપ નીકળ્યો જાણો–
એ આવ્યો ! અરે અભાગી ! જરા નીતિથી બીહી
બોલતાં અચકાતો ખરો કે તાહારૂ બર્વો ભવ કલ્યાણ
થાય.

વિલા૦—પ્રીય ભાઇ ! હું કહુંછું તે સાચુ કરી માનજો,
કે તમારો મિત્ર ભગવતરાય તમારી સ્ત્રી સાથે બદ
કામની લાલચે હમેશ અહીં આવે છે. માહારે
અને તેને સાધારણ ઓળખાણ છતાં મેં અ-
ચાનક કેટલોક ઘાડો સંબંધ બાંધ્યો જેથી પ્રસંગો-
પાત તેના મનની બધી વાત માહારા આગળ જા-
હેર કરી મને તે કામમાં સામેલ થવા ઘણીજ નમ્ર
આજીજીથી તથા વિનંતી પૂર્વક કહ્યું પણ મેં તો તે
વાતનું જળ લીધું છે. તેથી મેં તેને કાંઈ જવાબ
ન દેતાં તમને કેહેવા ઇચ્છયું. હવે તમારે એનાથી
જાળવીને જેમ બને તેમ દુર રહેવું જાઇએ.

વિ૦—તરકડી સતી થવા માગેછે. ઠીક, જળતો એમ લીધુ
હસે કે એ વાત ગમે તેમ થાય તોપણ કરવીજ. પાપનો
ઘડો ક્યાં સુધી છકાયા વિના રેહેશે ? યાદ રાખજે વિ-
લાશીયા કે—

"રંડી કે યાર સદા ખુવાર
ઘાસ કે બીછાને જુતીકા માર."

કમળા૦—વિલાસાનંદજી આપે કહ્યું તે મને પણ સત્ય લા-

ગેછે. માહારા મનમાં પણ આ વિશે ઘણા દી-
વસથી ઘોળ હતો પણ હવે તેની આજ ખાત્રી
થઇ. ચાલો વારૂં ઠીક થયું. આપે મને ચે-
તવ્યો તેને માટે હું અવાચ્ય આભારી થયો છું.
ઠીક વારૂ એકના કરતાં બેની સાબીતીથી વધારે
ખાત્રી થાય. આજથી તે દ્રોહીનું કદી પણ શ્યા-
મ મુખ જોનાર નથી. અને પ્યારા બાંધવ!
આજથી તું જેમ માહારો શુભેચ્છક તેમ માહારો
ખરેખરો મિત્ર થજે.

વિ૦—આ રાહુએ તહારૂ ચંદ્ર ગ્રહણને બદલે મન ગ્રહણ
કરેલું છે. ભાઇરે જરાક ચેતી જવા રૂપિ પુન્યદાન
કરે તો તે દુષ્ટ રાહુનું બળ કાંઇક જાદે કમી થાય.

વિલા૦—ત્યારે મેહેરબાન હાલતો હું રજા લઉ છું. પણ
અરે! હું ભુલ્યો—ભાઈ જોજો તમે તેને મોઢે માહ-
રૂં નામ દેતા. હું કાલસોરો તો પાછો આપની પા-
સે આવીશ.

વિ૦—આ કામી તપસ્વીને તો ફુલે વધાવે પણ પુરૂ પ-
ડવાનું નથી. એમને તો પુજા પાત્રી જોઇશે ખરી.

ભગવત૦—કેમ ભાઈ કમળાનંદ?

કમળાનંદ૦—જા મૂર્ખ, મને તાહારૂં દુષ્ટ મુખ બતાવી-
શ નહી.

વિ૦—અરે રામ! શું ઇશ્વરની કૃપા એવીછે કે નીતિ અ-
ને નીતિવાન પુરૂષોને પ્રથમ દુઃખનો પ્રહારજ બ-
તાવવો, પણ ભાઈ ધીરજ રાખ. ઈશ્વર નીતિવાન
ની પ્રથમ પરીક્ષા કરેછે અને જો દ્રઢ માલમ પડે
તોપછી દુઃખના ભર ઉનાળામાં પણ સુખના ફુ-
વારા નીચે સદાને માટે આનંદકરતાં બેસવાનું છે
અનીતિનો જય આંખ મીચકારા જેટલોજ છે મા-

ટે હમણાં તો બેસો અનીતીને ઘોડે પણ પછીથા
પડો રોડાની ગોડે,

ભગવ૦—ભાઈ! આમ એક દમજ કેમ? હું નસીબ હીણનો એટલો તે શો વાંક પડ્યોછે કે આવતાં વાંતજ-અરે!

વિ૦—અધારે પછેડો આવ્યોછે. તમેતો હવે જતા રોહો. એ સાપે તો હવે છછુંદર ગળૂછે તેથી અંધાપો આવ્યો છે.

કમળા૦—અરે દુષ્ટ ઠગારા! શું ફેલ કરવા આવ્યોછે? શું એમ જાણેછે કે હું તાહારૂ કપટ નહીં જાણતો હઉ? બદમાસ! શું તેં માહારી પાસે રહીને મનેજ ખરાબ કર્યો? ઠીક! ઠીક! પણ દયાની ખાતર ચાલ્યો જા. અને ફરી આવ્યો તો ચીરી નાંખીસ. નીમક હરામ. ચલ! જા!

ડ્રોપસીન.



## દર્શન ૩ જું.

### સ્થળ કમળાનંદનું ઘર.

કમળાનંદ ..પ્રમાણીકરાય...ચતુરલક્ષ્મી...વિલાસાનંદ..
કામાગવરી ..વિદુષક.

વિ૦—આ ભાઇ સાહેબ! હું આટલી બધી વાર આવ્યો પણ જ્યાં હોય ત્યાં કમળાનંદનું ઘર ઘર ને ઘરજ. પણ એમજ હોય તો! કારણકે એ મંદીરમાંજ રાજભોગના દરશન થવાનાં છેકને!

ચતુ૦—અલ્યા અહીં આવ.

વિ૦—શું જખ મારવા?

કમ૦—કેમ બા, શું કેહેછે ?

વિ૦—તાહારાજ મનને પુછને !

"આ આવ્યો."

ચતુ૦—તાહારૂ શરીર દીવસે દીવસે કેમ સુકાતુ જાયછે? કાંઈ ભણતોએ નથી કે ચીંતા હોય, તેમ રળવાની પણ ફીકર નથી તે છતાં • ◦ ◦

વિ૦—વિર્ય ઘટવાની ફીકર છે તો--

કમળા૦—મા! એતો માહારૂં શરીરજ એવું છે.

વિ૦—યાર સોધવાની ફીકરમાં પડ્યાછો તે ન હોય?

પ્રમાણી૦—જાણીને શું પુછવું? નાનપણમાં પરણાવ્યો એસ્તો.

ચતુ૦—એતો બધા વિદ્યાઢોરના વેહેમ છે. કાંઈ એની બાઇડી મોહોટી નથી, કે બે ચાર છોકરાં નથી, કે ભાઇને પજવણી થાય.

વિ૦—અરે એમ હોય ત્યારેતો મઝાજ પડે તો. દાદાના દેખતાં છોકરવાદી બાપાપાસે છોકરાં કાઉંહાઉંજ કરી મુકેતો! વિદ્યા ઢોર તે બીજા ક્યાં લેવા જઇએ? આપડા બાઇજ છેને!

પ્રમા૦--બેશ બેશ શંખણી.

વિ૦--જુઓ, "ઘર દર્પણ" નો ચિતાર આવ્યો.

વિલા૦--કેમ બાઇ! ખુશી તો ખરા?

વિ૦--તમને દીઠા ત્યારેસ્તો. નીકર તો ધબાય નમઃ. જાણે સીધીની પેઠે મોંએ શાઇજ ચોપડી ન હોય, એવા તમને ન દીઠા ત્યાં સુધી હતા તો. હવે તો વાહ ! ગોરટીયુ મોહોડું ને ચુલામાં ઘાલું.

કમળા૦--આવો બાઇ ! તમારીજ રાહ જોતો હતો ને--

વિ૦--શા સારૂ નહિ ? હાલ તો એમનોજ ખપ છેકની!

વિલા૦--પણ ભાઇ ! પછી ભગવતરાય વીશે કાંઈ કર્યું કે નહિ ?

વિ૦--હ્યો વળી તમારે કહે તો કુતરાની ચાટમાંથી પણ ખાય તો પછી એ તે કર્યા વીના રેહે ?

કમળા૦--અરે ભાઈ તજવીજ તો શું ? એતો આવ્યો તેવોજ લીધો લબડ ધક્કે કે પછી ઉભો રેહેજ શાનો ? એતો આવ્યા તેવાજ હોળીના નાળીએરની પેઠે વધેર્યા.

વિ૦—તમે હતા નહિતો. નીકરે તો તમને પણ શેષ મળત. પણ સસલાનીજ ગતી કરી ગયા ને ! પક્કાઈ તો ખરેખરી.

વિલા૦--કપટીની એજ નીશાની.

વિ૦—નફટ! શાણાનીજ એ નીશાની.

કમળા૦—સાચુ છે.

વિ૦—મોહોટુ આંબળા જેવું ને જો ન ગમે તો ગાડાના પૈડા જેવું.

કામાગવરી૦—પ્રાણનાથ ! ચાહા તૈયાર થઇછે લાવું ?

વિલા૦—(સ્વગત.) અરે ! આ દેવાંગ્ના અને આ કોઠુ શું એનો પ્રાણનાથ! અેર! ઈશ્વર કૃપા ઓરજ છે.

વિ૦—ભાઇ! એ કોઠું તો એનો પ્રાણનાથ થયો છે, પણ તમે વળી બીલું તો તેના પ્યારા પ્રીતમ થવાના, એટલે તો પછી અક્કમિના પડીયાજ કાંણા તો.

કમળા૦—એમાં પુછવુંછે શું ? કાંઈ વેદભેદ તો ભણવાના નથી. તૈયાર હોય તો લાવ.

વિ૦—મૂર્ખા ભુલેછે કેમ ? હવે તો આ નવા મિત્ર આવ્યા તેની સાથે તમારી ગેરહાજરીમાં હરદમ મહા ભેદ ભણવાના છેતો ! અને કામની રૂદ્રી થવાની છે. વળી એ પુજારીઓને કામની પ્રસાદીની દક્ષણા

મળશે. પણ તમે તો રેહેવાના માથુ મુડાવ્યા વગર ડબોળ કાટલા જેવા.

વિલા૦—(સ્વગત) ઓહો! શું આંની બોલવાની-અરે ! અને તેથી વળી વીશેષ ચાલવાની છટા છે? આ મુઢની પ્રિતી કરી જરૂર હું આ રત્નને પ્રાપ્ત કરવાનો.

વિ૦—ભાઈ, કારણજ આટલી બધી મેહેનતનું એ છે કની ! જો ન મળે તો ધુળધાણીજ થઈ જાય તો-મતીમુઢ યાદ રાખ કે વીષ્ટામાં હાથ ઘાલવાથી ખરાબજ થવાના.

વિલા૦—(સ્વગત) વસંતતીલકા વૃત.

આહા ખુબી મુખ તણી, કવિ શું વખાણે,
લાજી સુધાકર થતો હીણ તેજ ટાંણે;
હારી જતી ઉરવશી રૂપ જોઈ એનું,
સુલોચના કર તણી, ખુબી શી વખાણું.
હોયે ઉભી જવ કરે, લઈ તે રૂમાલ,
બોલાવતી નીરખુ હું, પ્રીત લાવી વ્હાલ;
હંસો ગયા વન વીશે, કમળાક્ષી ચાલે,
પ્રીતીની બાથ સુખ ચુંબન સાથ આલે.

વિ૦—આહાહા ! શું મઝા ! શું વર્ણન છે ! જાણે અત્યારે માઘ પંડીતજ ન આવ્યા હોયને !

વિલા૦—કેમ ભાભી સાહેબ ? હમને ચાહા પાશો કે ?

વિ૦—જાઓ મારા સાહેબ ! તમારે માટે તો કરી હશે. અને તમને નહીં પાય તો કોને એના બાપને ?—

કામા૦—એ કાંઈ મારા હાથમાં છે ? તમારા ભાઈ જાણે. તમને મુકીને તો ગળે નહીં ઉતરે ?

વિ૦—અરે બાપુ ના શીદને કહેછે ? ચાહાને બદલે...... પણ સ્વાહા !

વિલા૦—(સ્વગત) ઓહો ! શું મનહર શબ્દો ! માહારૂ કા-

ભજ્જુ તો બેશક કોરાઇજ ગયુ ! શું શબ્દની લાવણ્યતા ઓહો ! મનહરમૂર્તિ સાથે વાણી પણ મનહરેજ છે. અરે ! શું કોઈ ઉમદા કારીગરથી કોતરી કઢાયલી આર્યદેવી તો નહીં હોય ? આવી પ્રીયા વાળાનો તો અવતાર ધન્યજ જાણવો. આહા ! (કામાગવરીને) એતો પાશેસ્તો. એમાં તમે શું કર્યું ?

વિ૦—હ્યો ! ભાઇને તો અત્યારથીજ એમની પાસેથી કાંઈક જોઇએ છીએ. ઉતાવળે તે આંબા પાકે ? ધીરજ રાખો એટલે જરાક કાચા હશે તો પાકીને તમારે માટે સાખ જેવા થશે.

કામા૦—હુંતો લાવીને હાજર કરૂં. બીજુ શું ?

વિ૦—તાહારૂં માથું—હમણા બીજુ નહિ કરો તે બતાવીશ. પાછા પવીતરની પુછડી ખરાં કની તે તમારાથી તે થાય ! અને એમ હોય તો પણ શું ? કારણકે અમેતો હાજર કરવામાંજ છેતો—

વિ૦—(સ્વગત) ઓહો ! શું ચાતુર્ય અને માધુર્યતા ! (કામાગવરીને) તોએ આપની મોહોટી મેહેરબાની.

કમળા૦—વિલાસાનંદભાઈ ! આજથી આપણે એક ખરે ખરી મિત્રતા થઈ તમાં કોઈ તરેહનો વિક્ષેપ સમજવો નહીં.

વિ૦—અરે ! ખરને ખરની દેસ્તી તો એવી થઇકે ઠેઠ દુ- ધેશ્વર પોહોચાડે.

વિલા૦—હા. શાસ્ત્રમાં પણ કહ્યુંછે કે—

श्लोक;

पापान्निवारयति योजयतेहिताय

गुह्यंचगूहति गुणान्प्रकटीकरोति ।

आपद्गतंनचजहातिददातिकाले
सन्मित्रलक्षणामदं प्रवदन्तिसन्तः ॥

વિ૦--જુઓ! શાસ્ત્ર ભણેલી વિદ્વાનની પુંછડી! એ કહ્યું એમાનું તો જરાએ પાળો તો ઠીક. આ પાપ કરવાતો તમેજ આવ્યા છો તે વળી એનું તે શું પાપ નીવારશો? અહીંયા આવ્યા તે હીતજ કરવાને માટેકની! તમે હમણાં એની આબરૂનો વરઘોડો ચઢાવશો ને ભાઈશાબમાં અક્કલ કેટલીછે તે બતાવી આપશો એટલે એનું છાનું ઢાંક્યુંજ કેહેવાયતો. આબરૂના કાંકરા કરશો એજ ગુણો પ્રગટ કર્યા કેહેવાશે! વળી બીચારાને આપત્તીની વખતે એવાતો મદદ આવશો કે એની તરફ પીઠને એના જાણે શત્રુજ હોને! વાહ! બરોબર છે. પણ હોયસ્તો હવે થોડાક વખતમાં કામ શાસ્ત્રના આચાર્ય થવાના છો કની?

કમળા૦—તમે કહ્યું તે સાચુંછે. એમાં કાંઈ સંદેહ નથી--

વિ૦--કેહેનારને કબુલનાર જ્યાં પથ્થરના ભમરડા ત્યાં બાકી શું?

વિશા૦--અલબત. એમજછે. પણ ભાઈ દુનીયાં એવીતો દોરંગીછે કે તેમાંના ઘણાક તો કોઈનું સારૂ થતુ જોઈ પેટમાં બળ્યા કરે. ભાઈ!

હરીગીત.

અરૂણોદયે ઘુડ ચીબડી મનમાં બળી બેશી રહે,
ગાળો ઘણી મુખથીજ દેછે ભાનુ દિલમાં નવ લહે;
વળી મેઘનુ બળ દેખિજાદે દિલ જવાસાનૂ બળે,
પણ મેઘની પધરામણીથી જગતનાં દુઃખો ટળે!
તેવી રીતે આ મેદિનીમાં સ્નેહિ સહુ સ્નૂ દેખિને,

મનમાં બળ્યેથિ કલંક દેતા આપ બીજાને શિરે;
પણ સ્નેહ સાચો હોય ત્યાંતો દુષ્ટનો દિન નાવળે,
પછી પામતા પરિતાપ જાદે શ્યામ મૂખેથી દિલે.

વિ૦--વાહરે વિલાસાનંદ! કાંઈ તાલીમ તો ઠીકલઈ આવ્યા છો! પાતર કે ગવૈયા પાસે? ઘડીમાં પુરાણી, ઘડીમાં કવિ, ઘડીમાં કામી અને વળી ઘડીમાં સતિયા. વાહ! વિદ્યા તો બધીએ જાણો છોકે શું? ત્યાર વિનાં આ મહા કાર્યની સિદ્ધી ક્યાંથી બને?

કમળા૦—ત્યારે માહારો સ્નેહ પણ એવોજ જાણજો. તમારી ઉપરની કવીતાનો અર્થ હું બરોબર સમજ્યો.

વિ૦—અક્કલના દરીયા તેથી અર્થ તો-સ-અરે!-અવ-ળોજ સમજ્યો તો.

કમળા૦—પણ મને તેવો સમજતા નહીં. મુર્ખ લોકો ગમે તેવી રીતે મને ભમાવે તોપણ મેરૂ ચળે પણ હુ ડગનાર નથી. માહારી પ્રીતિ તો સાચીજ સમજવી. અરે મિત્ર!

પદ.

(નાથ કૈસે ગજકો) એ રાહ.

પ્યારા રે માહરા મિત્રતું માનજે સાચૂ,
હાંહાંરે માન્ય સાચૂ. (૨) પ્યારા રે માહારા મિત્રતું માંનજે સાચૂ. ટે.
જળ મીન જૂદાં ન થાએ કદાપી,થવાથી તે પ્રાંણ તજે છે,
તેવી રીતે પ્યારા હું તું બંને, જુદા થવાથી બનેછે. પ્યારા રે.
પય શર્કરાનો સંબંધ સાચોછે, તેવોજ ત્હારોને મ્હારો,
માટે ચીંતા તેની નવ કરવી, નવ રાખવો મંન ઉધારો; પ્યારા રે.

વિ૦—ગાનમેં ગુલતાન, ભોલે ખોયા તેરા ભાન, પ્રીય કમળાનંદ ભૂલેછે.

વિલા૦—વાહ! શાબાશછે મિત્ર! આવો પ્રેમ સદાને માટે હજો.

વિ૦—"ન" ભુલી ગયો ! કેહેને કે, સદાને માટે ન હજો.

કામા૦—પ્રાણનાથ ! ચાહા ટાહાડી થઈ જાયછે.

વિ૦—અરે કેહેને, કે આંના મેળાપની વાર થઈ જાયછે.

કમળા૦—લોને ભાઈ આપ્યાલો. કેમ બેશી રહ્યા છો?

વિલા૦—તમેતો કોહોછોસ્તો ! પણ ઘરનાં માલીક ભાભી સાહેબ ક્યાં કેહેછે?

વિ૦—ખરીવાત. એની ખાતર કામ થાય અને એની આજ્ઞા વગર તે ચાલે ?

કામા૦—એમણે કહ્યું તે મેંજ કહ્યું અધ્યહારાર્થે સમજી લેવું.

વિ૦—ઓહો ! આતો વળી તત્વજ્ઞાનીની પુછડીજ. કે શબ્દમાંજ બાંધી લેછેને !

વિલા૦—હાંહાં ! ત્યારે તો ઠીક; (ચાહાપી) હવે તો બહુ વાર થઈ માટે જાઉછું.

વિ૦—અહીં આવ્યા ત્યારથીજ તમારે કર્મે રંગ પાણી કરેવામાં વાર તો લગ્યાંજછે, તે કાંઇ મીથ્યા થવાનીછે?

કમળ.૦—જેમ મરજી. પણ પાછા વેહેલા આવજો.

વિ૦—મરજી તો નથીસ્તો. પણ તમે ખસતા નથી તે ટળવુંજ પડે તો. આમને આમ હમેશ કરો ત્યારે તો ઠીકસ્તો, પણ વળી તરકડીનું સત તો ત્રણ અને બહુતો ચાર દહાડાનું. વેહેલા આવશે તે કાંઇ તમારી કે માહારી ગરજે? અવળા રહીનેસ્તો ! પ્રેમની ખાતર- (વિલાસાનંદ જાયછે.)

કામા૦—સ્વામીનાથ ! આ તમારા મિત્ર તો બહુજ ચતુર ભાસે છે ?

વિ૦—જોજે ભાઈ, નજર ન લાગે ! તાહારો વિલાસાનંગ તો ગયો. કાંઈ કટાક્ષ બટાક્ષ મારી નહીં. પણ પેહેલી બોણીમાં તે કટાર હોય ? ઠીક હું સમજ્યો.

કમળા૦—હમે તે કાંઈ તાઈ પીંજારા રાખતા હઈશું કે ? હમે તો જે કરીએ તે ઠીકજ કરીયે.

વિ૦—નારે ભાઈ એમ કેમ કેહેવાય ! તમે તો બાયડીના ખરાકની-શું ? તબલચી-તેથી પેહેલવાન, કાંતીવાન એબા જેવાજ એને માટે રાખો તો. અને મારા શીવાય કોની મગદુર છે, કે તમે જે કરો તે ખોટુંજ કરોછો એમ કહી શકે ? ધુળ પડી અક્કલ ને વિદ્યામાં. રાખોડી ને પાહાણા ફાકો બેઠા બેઠા. એતો કમળકામા ન શોભે પણ વિલાસ કામાજ શોભે.

(પડદો પડેછે.)

---

## દર્શન ૪ થું.

### સ્થળ—કમળાનંદનું ઘર.

**પ્રમાણીકરાય...ચતુરલક્ષ્મી ..કમળાનંદ...વિલાસાનંદ... વિદુષક...**

**પ્રમાણીકરાય.—** **(રાગ ઓખાહરણ.)**

આવ્ય કમળ અલ્યા તું આંહી, કેમ ભણતો નથી તું કાંઈ.
આળસુ થઈ બેશી રહેછે, સારૂ કામ કરે શું એતે ?
રોટલા ખાઈ એટલા ભાગ્યે, વળવાનું નથી કાંઈ આગે;
ઘસી ચંદન મફતનું ખાવું, નહિ ભણવાથી પડશે પસ્તાવું.
મસ્તી કરીયાથી ફરીયાદી આવી,નક્કી ત્વચા ઉતરડીશતહારી.

**કમ.**-શી પંચાત પડીછે તમારે, વધારે કહેવું ન લગારે.
પ્રસન મંન થશે તે કરીશું, સારો જોઈ કુવેજ પડીશું;
દમશો જો હરનીશ આમ, બાપા થાશે ધાર્યું નહિ કામ.

**ચતુરલક્ષ્મી.—** **( રાગ વણઝારો.)**

હે મૂર્ખ ચળ્યો તું કેમ ? રાખે ન કમળ તું નેમ,

શું પુત્ર ફરજ છે આવી ? તેં મુજ કુખ આજ લજાવી,
શી ખશી ગઇ તમ વાત, વધુ વદવે ખાશો લાત.
પ્રસન્ન મન તુજ કેમ ? રાખે ન કમળ તું નેમ. ટેક.
શાને જીભ લાંબી કરતો, દન જતે બન્યો તું ખરતો,
મન વીશે વિચારે ન કેમ ? રાખે ન કમળ.
નીયમ મૂકી દુર ચાલ્યો, લાલઇમાં દીવસ ગાળ્યો,
તેં નામ બોળીયું કેમ ? રાખે ન કમળ.
ગર્જના કરે સિંહ જેમ, રહ્યો ભોંય તોય કરે કેમ,
માડીની કમોદ ન જેમ, રાખે ન કમળ.
ઠોઠ ધિક ધિક તુજ જીવને, દરદી તું થયો ભણવાને,
રાખી માઝા નહિ કેમ ? રાખે ન કમળ.
ઉંઘતાં ને રખડતાં કાયા, કરમાય નહિ મમ જાયા,
કયમ રેહેશો કુશળ ક્ષેમ ? રાખે ન કમળ.
નવ પિતા હુકમને માને, ધીક ધીક્ક પુત્ર તેવાને,
તે પા'ણ પોબાનો જેમ, રાખે ન કમળ.
(વિલાસાનંદને) ભાઈ ! તું પણ કાંઈ કેહેતો નથી ?

વિ૦—શું કેહે એના બાપનું કરમ? એ પોતેજ ભમરડા જેવો છેને !

વિલા૦—એ કાંઈ અણસમજુ છે કે હું એને શીખામણ દઉ ? પણ આજ કાંઈ ભાઇના મીજાજ જરાક પાણી પીવા ગયા હશે તેમાં હોંશ ઉડી ગયાછે, ને આંખો બોચાએ આવી હશે !

વિ૦—એતે એનું કરે કે શીખામણ દે? ભાઈ આપ આપકી ગોષ્ટીજ સમાલીયે. માટે પધારોને તમારી વાતનોજ તાલ આંણોને એટલે ભયો ભયો.

કમળા૦—ભાઈ ! ચાલો ચાલો. અહીંયાં ઉભા રહેવામાં માલ નથી. કોણ જાણે કોનુએ મોડું જોયુ હશે !

વિ૦—જાણતો નથી કે આ તાહરા વીલાશીયા કાગડાનું—

રો આજતો તાહારા નામની પોકો મુકીને—મોહોટી મોહોટી—સંભારીને—બાકી ન રહી જાય. એમ તો આ હીંડ્યા.

ડ્રોપ સીન.

## દર્શન ૫ મું.

### સ્થળ—કમળાનંદનું ઘર.

કમળાનંદ... વિલાસાનંદ વિદુષક.. કામાગવરી ..

કમળા૦—જોયું ભાઈ? પિતાજી બોલ્યા તે—

વિ૦—જોઇ ન જોઇને એમને શું બાળવુંતું? એમને તો એમની પડી છે, ત્યાં તમારી શી વાત?

વિલા૦—હોય ભાઇ. ઘરડાની તો ગત જાય, પણ આપણે કાંન ઉપર કાંઇએ ન લેવું જોઇએ તો.

વિ૦—વાહ! શીખામણ તો શું સુંદર દીધી! સુમિત્ર ખરા કની ।। पापान्निवारयति—વીગેરેનો અર્થ તો બરોબર કર્યો.

કમળા૦—તમારૂં કેહેવું સત્ય છે.

વિ૦—એનું બોલ્યું માનવેજ એને ફાવશે તો—

વિલા૦—આવો ભાભી સાહેબ. મેહેરબાની તો છેકની!

વિ૦—અરે! તમારા ઉપર તે ન હોય! તમે ને એ બે મળીને તો આ બાપડાના છોડીયાં પાડશો—

કામા૦—સ્ત્રીની મેહેરબાની શા કામની?

વિ૦--ત્યારે શું માહારા જેવાની? પણ તેમ તો નહીં થાય. હું તો નીતિ ભક્ત ઉપરજ મેહેરબાની રાખુછું.

વિલા૦--સ્ત્રીની મેહેરબાની હોય ત્યારેજ પુરૂષ તનમનાટ કરેતો-બાકી શું?

**કામા૦**—એમ કેમ ?

**વિ૦**—અણજાણ્યું ને આંધળુ બે બરાબર. સતી તો કેવા થવા જાયછે, કે જાણે કશું જાણતીજ નથી ને—

**વિલા૦**—વળી સમજીને પાછા પુછોછો શું ? હાલ રાજ્ય પણ રાણીનુંજ છેકની ?

**કામા૦**—(સ્વગત.) **મુલતાંની ઠુમરી**

વચને વચને મન મોહ્યું સઉ મા'રૂં, એથી (૨)
છબી વસી દીલ માંહી હમારા.
આપ્યો નહીં તે આવો પતી ક્યમ,
અંધેર ઘેરશું તા'રે પ્રભૂરે; વચને.
જેને જોઇએ તેવું ન ક્યમ તું,
આપી રે'તો દયાનીધી પ્રભૂરે. વચને.
હીરાની સાથે પથ્થરને શું,
જડવો નીયમ તમારો છે પ્રભૂરે? વચને.

(પ્રકાશ) તમારા ભાઈ કેમ કાંઈ બોલતા નથી ?

**વિદુ૦**—એમના બાપે ઓધો બાળ્યોછે તેથી રીસ ચઢીહશે.

**કમળા૦**—વિલાસાનંદજી! જરા બેસશો? હું બજારમાં જઈ આવું.

**વિલા૦**—(સ્વગત) ઠીક લાગ આવ્યો છે. ( પ્રકાશ) પણ ભાઈ, માહારે એકલા બેસવું ઉચ્ચીત નથી.

**કમળા૦**—તેની તમારે કાંઈજ ચીંતા રાખવી નહી.મને તે વિશે તો પ્રથમથીજ કાંઈ પણ અંદેશો નથી. (જાય છે.)

**વિદુ૦**—જુઓ નવલશા ધનજી ચાલ્યા-દીલ્હીના સાહુકાર-ને સઘળો સરંજામ સોંપીને—

**વિલા૦**—(સ્વગત) **કલ્યાણ.**

હે દયાઘના, પ્રભૂ પૂર્ણ કામદા,
પાડ માનું તાહરો, હું આજથી સદા. ટેક.

વખત પ્રમાણે સારૂં કીધું, કરીયો ત્યાંથી દુર;
ઇચ્છા સ્વામી કરજે પુરી, પ્રેમ આશ ભરપૂર. હેદયા.
અણધાર્યે તું આવી રીતે, સ્વામી આપે ચીજ;
ઇચ્છા ઝાઝા દીન થકી, રાજેસી મુકે ઈશ. હેદયા.

વિદુ૦—તાહરી કવીતાને ટેક છે પણ તને ટેક નથી. વિલાશીયા ! શું તું એમ ધારે છે કે કલ્યાણ રાગ ગાવાથી તાહરૂં કલ્યાણ થશે? કદી નહીં.

કામા૦—(સ્વગત) અરે! માહરા મનહરના વિચાર આ ટાંણે કેવા હશે ? હવે મ્હારે કેવી યુક્તીથી તેનું મન ડગાવવું? એ પ્રીતમની સાથે માહારી પ્રિતીનું અનુસંધાન નહીં થાય તો ખરેખર પ્રેમમાં લુબ્ધ થવા ઇચ્છનાર મનને તરફડી તરફડીને ખચ્ચીત ચીંતા રાક્ષસીનો ભક્ષ થવું પડશે. અરે પ્રભુ ! આ વખતે જે હું તેની સાથે વચનો કાહાડું તેમાં તું મને સાહ્ય થઈ દેહ વાટીકાના પુષ્પો જેનો સ્પર્શ કરવાને અત્યંત ખુશી છે તેના મનમાં તું પ્રીતિદેવો જાગૃત કરજે.

વિદુ૦—ઠીક! આતો એમ થાયછે, કે Love begets love. (કામાગવરીને) જાણતી નથી? કે તેના પણ વિચાર તાહારા જેવા કોડીનાજ છે. અરે ? તાહરા દેહવાટીકાના પુષ્પો દાઝે. શું ? પ્રીતિદેવી તમારા જેવા પાપીયોના મનમાં જાગૃત થશે ? શું ઇશ્વર ન્યાઇછે કે અન્યાઇ ? નીતિવાનનેજ ખરી પ્રીતિ મળે છે. બાકી તો સઘળા "ધુણીમાંના બાચકા". શું એમજ સમજો છો કે ન્યાઈ ઇશ્વરને કલંક લગાડવા સારા કે ખોટામાં જેવી રીતે ધુમાતા કે સળગતા દેવતામાં અગ્નીહોત્રી ઘી હોમ્યાજ કરે છે તેમ હોમવો?

અરે દુષ્ટ પાપીઓ! તે તમને કેમ સાહ્ય થાય? તમારૂં મનજ ઠેકાણે રાખીને જુઓ, કે તમારી વાત કબુલ કરે છે ? પછી બસ.

વિલા૦—કેમ ભાભી સાહેબ ? ભાઈ સાથે ઠીક ચાલે છે કની?

વિદુ૦—વાહરે તાહરી ખુબી અને પ્રશ્નની યુક્તી ! કાંઈ ફીકર નહીં. ચલાઓ એતો વીજળીના જેવા ગરબડ ગોટા અને ખાઓ પાછળથી યમ દુતના સોટા. હમણાં કોઈ પુછવાનું નથી.

કામા૦—(મોં મલકાવી) સવાલમાંજ સઘળુ બસ છે. તથાપી સમા પ્રમાણે ઠીક છે.

વિદુ૦—હજુ બેન સાહેબને તો સમા પ્રમાણે ઠીક છે. એટલે કાંઈ પસંદ નથી માટે ઠીક ઉપર ઠીકરી ફોડે એટવો લાવવો હશે.

કામા૦—સમજીને શું પુછવું ? ઉમ્મર પ્રમાણેજ બધું હોય કની?

વિલા૦—ઉમ્મર ક્યારે ઠીક હોય ?

કામા૦—પૂર્ણ પ્રીતિથી તરૂણ વાટીકાના પ્રેમાળ પુષ્પોની ખીલતી કળીનો ભોગ લેવાની કુદ્રતી ઇચ્છાનું પ્રતિપાલણ થાય ત્યારેજ--

વિલા૦—એ ઉમ્મરની નીશાની શી ?

કામાગવરી૦—પ્યારા પ્રીતમ એની નીશાની આજ--

વિદુ૦—અરે ગમારો! નીતિનું ઉલંઘન કરનાર દુષ્ટ પાપીયો! શું પ્રીતિની નીશાની બતાવવી તે ચુંબનથી ગાલ અને ભેટથી છાતી ખરાબ કરીને ? અલી કામા ! શું તું ત્યારની પગ ઉપર પગ દબાવી બેશી રહીતી તે આનેજ માટે ? યાદ રાખજો કે "ગમાર ચાર ગોઠીયા પીટાય જેમ પોઠીયા". (બંને છુટા પડેછે.)

વિલા૦— (બેત.)

પ્યારી કેમ શરમાય તું, ધાર્યું જ્યારે કામ,
ઇચ્છા પૂરી નવ થશે, શરમાયાથી આમ.
ઉઠો પ્રીત કરી તમે, જેહ કરીછે દુર,
મનહર મૂરતી સંગને, ઇચ્છું દીલ ભરપૂર,

કામા૦— (ગરબાં.)

મનહર પ્રીતમ મમ પ્રાણ, પાસે બેસોને,
આપોને પ્રીતી દાન દાસી માગેરે. ટેક.
મન મોહ્યું છે ઘણાં વખતથી, વાર કરોછો કેમ રે,
તલશી ઇચ્છા રાખુ ઝાઝી, લેવાને તમ પ્રેમ. દાસી૦

વિદુ૦—લે વળી. ત્હારી કવિતા ને ટેક છે પણ તને એ વિલાસાનંદની પેઠેજ નીતિનો ટેક નથી.

વિલા૦— (ગીતિ.)

મન ઇચ્છીત ફળ આવ્યું, પ્યારી કેર ઘણા દિવસનું જે;
પ્રાણવલ્લભા મા'રી, પાસે આવું હવે હું નીશ્ચીંતે.

(પાસે બેશી ગળે હાથ નાંખી) કમળાક્ષી પ્રિયા! આજથી આપણે છુપો આનંદ થયો. આ વાત કોઈ જાણે નહિ અને પેલા મૂર્ખને ભમાવવો.

વિદુ૦—અરે ભાઈ બોરીઆવી તો આવ્યુ નથી તો આ ણંદ તો ક્યાંથી આવે? પણ ભાઈ શાબ એ વાત કોઈએ જાણતું નથી. પણ હું ને પરમેશ્વર એ બેતો જાણીએ છીએ. હું એનો આસીટંન છું તે ધર્મરાજાને ઘેર સાક્ષી પુરીશ. પછી તમારે જે કરવું હોય તે કરો. માહારે ન લેવા કે દેવા, ફક્ત ખાવાપીવા ને રેહેવા.

કામા૦—હૃદયહાર! એની કાંઇજ ચીંતા રાખવી નહિ. એતો આપણે કહીશું તેમ ચાલશે.

વિલા૦—પ્રિયે ! તાહરૂં ચાતુર્ય તો હું કોઈજ સ્થળે દેખતો
નથી. આ લોકમાં તો શું પણ ત્રીલોકમાંએ નહીં.

શાર્દુલવિક્રિડીતછંદ.

મીઠા બોલ મધૂર છે તુજ તણા, પ્યારી કહૂ શું અતી,
ચાલે અર્ણ ઉપાડિને લટકતી, પ્યારી ઘણી છે ગતી;
ગુચ્છા કુસુમના સમા ભરી રહ્યા, પ્યારા રૂડા ગાલ છે,
પ્રીયા પ્રેમ થયો અતી કુદરતી, ત્હારાપરે વ્હાલ છે.

કામા૦—(બાઝીને) ત્યારે તમારી ખુબી ક્યાં ઓછી છે ?

રૂપે કામ સમાન છો રતીરૂપે, શોભૂ તમારે પ્રિવે,
ચાહે ચંદ્ર ચકોર તે પ્રિય હવે, ચાહૂ તમો એ રીતે;
ભાંનૂ ઊદય તો થયે હરખથી પુષ્પો મુખી પાધરાં,
થાયેછે, ત્યમ દેખીને પ્રિય હવે કામો સહૂ સૂધર્યાં.

વિદુ૦—શું અજાએબ જેવી વાત! કાંઈ મરનારને ઉચ-
કનારનો ભો હોય અને આ કામ કરનારને પકડાવા-
ની બ્હીક હોય કે ? પણ Love is blind and
Cupid is cold. આહા !!

 મંન્દાક્રાન્તા વૃત.

બાઝી પોતે પરમ પ્રિયને, પ્રેમને ઉર આંણી,
શોભે જાણે સરસ ખુબિથી, વેલ વૃક્ષે જડાંણી.

(અધવચ) ભાઇઓ ! આવું તે ભોગવ્યું છે ? આહા !
શું સરસ દેખાવ જણાય છે !

કામા૦—(કમળાનંદનો ધ્રાંટો સાંભળી કપાળે હાથ દઈ
નીરાશાથી) અરે ! પ્રિતમ ૦ ૦ ૦ અરેરે !

વિદુ૦—આવી રહ્યુંરે બાપ.

વિલા૦—પ્રિયા ! દીલગીર કેમ થાય છે ? મેં દોસ્તી તો
તારી પ્રિતિને માટેજ કરીછે. તહારા દર્શન વગર મને
ચેન પડવાનું નથી, તેથી હરનીશ તહારા મુખાર્વીંદ-

ના દેવળ પાસે આવી નમી જઈશ. હવે વાર થતી હશે માટે જા; બારણું ઉઘાડ.

વિદુ૦—જરાક બેસોને—એટલે બધુએ પોગળ વેરાય.

કમળા૦—ઉઘાડતાં કેમ વાર લાગી?

વિલા૦—ભાભી ચીત્ર કહાડતાં હતાં તેની ચાંચ બાકી રહી હતી તે પુરી કરતાં વાર લાગી.

વિદુ૦—વાહ! ચીત્ર તો ખરેખરૂં. ચાંચ બાકી રહી હતી તે ઓળઈ નહીં હોં. હુંશીયાર ચીતારનું કેહેવું શું? અક્કમી કે રહી ગયા. ચીતારે ચીતારા મળ્યા એટલે જુઓને મોં ઉપરજ કેવો ચીતાર પડ્યો છે. શરમ-રૂપિ લાલ શાહી ગુલાબના ફુલોની માફક દીપતા ખીલતા ગાલો ઉપર કેવી ખુબસુરતીથી આવી રહેલી છે!

વિલા૦—કેમ ભાઈ! જઈ આવ્યા? હવે હું રજા લઉછું. ભાભી સાહેબ, તમારી રજા છે કની?

કામા૦—બીજું તો શું કહું, પણ વેહેલા આવજો.

વિલા૦—તે તો ખરૂસ્તો. મારા નવા મીત્રના પ્રતિદર્શન કર્યા વીના તે ચાલે?

વિદુ૦—ના! કીયો હાંડો હા કેહેછે તે. બરાબર. આખર સુધી કુદજે અને પડજે. આવો નવો મીત્ર તને ફરી ક્યાં મળશે જેની પાસે કટાક્ષો અરે! કટારો મોહોરો-ની થેલીયો માફક ભરી મુકી છે?

કમળા૦—હવે ચાલો આપણે પણ બાજુ કરી સુઈ રહીયે.

(પડદો પડેછે.)



# अंक २ जो.

पात्र.

| | |
|---|---|
| કમળાનંદ ... ... ... ... | ...કામાગવરીનો પતિ. |
| વિલાસાનંદ ... ... ... | ...તેનો મીત્ર. |
| વિદુષક ... ... ... ... | ...મશ્કરો. |
| કામાગવરી ... ... ... | ...કમળાનંદની સ્ત્રી. |
| નીતિલક્ષ્મિ ... ... ... ... | તેની સખીયો. |
| કપટીકોર ... ... ... ... ... | તેની સખીયો. |
| ટપાલનો સીપાઇ. | |

---

## દર્શન ૧ લું.

સ્થળ—કામાગવરીનું ભૂવન.

કામાગવરી...... નીતિલક્ષ્મિ........વિદુષક.

કામાગવરી— માલીની વૃત.

ક્યમ નવ નિતિ આવી, પ્રીય મા'રી સખી જે,
અસહ્ય દુખ હવે તો, થાય એના વિનારે;
તલપ તલપ થાએ, જીવ મા'રો બળેછે,
મિન નિરવીણ પેઠે, જીવ મા'રો કરેછે.
કદી નવ સખી આવે, પ્રાણથી ખુબ પ્યારી,
દુખિ સ્થિતિ બનશે ત્યાં, સુખદાઈ મહારી;
મરજી વીરૂધ હોશે, મૂજથી શું થએલું,
અતીશય ખપ કેરૂં, કામ આવી પડેલું.

વિદુષક—(ઉપરની કવીતાનો રાગ મેળવવા નાકરૂપી સારંગીમાંથી અવાજ કહાડતો અને કાન આંબળતો હતો તે લોકો તરફ જોઇને) ભાઈશાબ રાગબાગ તો કાનમાં પણ ગીતિની રાઍ ઉપર.

જખમારવા નવ આવી, તાહરી અળખામણી સખી થાશે;

**નીતી** ચાહે નહીં જે, ભર દરીએ ડુબ્યા સમો રેહેછે.

**નીતિલક્ષ્મિ**—કેમ બેન કામાગવરી, ખુશી તો ખરી? પણ ઉદાશ કેમ દેખાયછે વારૂ?

**કામાગવરી**—અરે! આવી પોહોચી કે? હમણાંજ યાદ કરતી હતીને! આવરદા તો બહુ લાંબો જણાયછે.

**વિદુષક**—અનાતિ આગળ તો એક ઘડીનોજ!

**નીતિલક્ષ્મી**—ઇચ્છા હોય એવું ઘણું કરીને કુદ્રતી રીતેજ બની આવેછે.

**કામાગવરી**—કેમ બેન ઘણા દીવસથી જણાયાં નથી? કાંઇ વશબશ થઈ ગયાંછો કે શું?

**નીતિલક્ષ્મી**—અરે! ભુલેછે કેમ? જાણીને અજાણી કેમ થાયછે? શું તને ખબર નથી? બેશક. પતિના વશમાં રેહેવું એતો સ્ત્રીનો ધર્મજ છે. બેન! હાલમાં એમણે કેટલાંક નીતિનાં પુસ્તકો વાંચવાને આપ્યાંછે તે વાંચવામાં ગુંથાઈછું એટલે નવરાશ મળતી નથી.

**કામાગવરી**—( નિશ્વાસ નાંખીને ) ત્યારે તો બેન શું તુજ ભાગ્યશાળી કે—

**વિદુષક**—એકવાર કે એકાણુંવાર? તારાથીએ થાય તો કરને. પણ વે દીન કાં હૈ કે મીયાંકે પાઉંમે જુતીયાં.

**નીતિલક્ષ્મી**—કેમ બેન? એમ કેમ બોલેછે? હું ખરી ને તું કેમ નહીં? નીતિને રસ્તે ચાલ્યાથી તો દુઃખ છેજ નહીં. પણ બેન તું કેમ ઉદાશ દેખાયછે વારૂ?

**કામાગવરી**—કાંઈજ નહીં બેન! પણ—( મોં મલકાઈ જાય છે. )

**નીતિલક્ષ્મી**—શું સારા સમાચાર છે? કેહેતો ખરી કે હું પણ તારા આનંદમાં ભાગ લઉં.

**વિદુષક**—અરે! આણુંદની બોરીઆવી નીકળશે!

**કામાગવરી**—કાંઈ નહીં બેન, આનંદની વાત તો કાંઈજ નથી. (સ્વગત) કહુ ? (વિચાર કરે છે)

**વિદુષક**—જુઓ નીતિનું ગાંભીર્ય. અનીતિને બાહાર આવતાં કેટલી બીક લાગેછે ? બે વખત બાહાર આવવા ઉછાળા માર્યા પણ નીતિનું ભયંકર મોં જોઈ કુતરૂ બીકથી પાછલા પગમાં પુંછડી ઘાલી જીવ લઈ નાસેછે તેમ બીહી બીહીને ઉછાળા સમી જાયછે.

**નીતિલક્ષ્મી**—કેમ તું બે વખતથી બોલવાનું કરતે કરતે બંધ થઈ જાયછે ? શું બહુ અમુલ્યનું છે ?

**કામાગવરી**—ના ના, એમતો શું ! પણ મનમાં ખરખરો રહેછે, કે નીતિ કરતાં અનીતિમાં કાંઈ વિશેષ સુખ હશે ખરૂં.

**વિદુષક**—ખરના મનમાં ખરેખરજ ભરાઇ રેહેતો—

**નીતિલક્ષ્મી**—(ગુસ્સાથી) શું ? શું ? શું બોલી ? કદી સૂર્યની ગતિ પશ્ચિમથી પૂર્વમાં થાય તોપણ તું કેહેછે તે સાચુ નથીજ. તારી અક્કલ કાં મારી ગઇછે ?

**વિદુષક**—કાન્તોડીયે મોં ધોવા !

**કામાગવરી**—(છંછેડાઇને) સાંભળ! સાંભળ! અનુભવે હું ખરી છું.

**નીતિલક્ષ્મી**— (રાગ ભરથરી)

ધીક! ધીક! જીવ્યું તાહરૂં, ધીક! ધીક તુજ અવતારજી;
બળ્યો તુજ જન્મારો પાપણી, લજાવે નામ નારજી; ધીક.
પથ્થર અવતરી કેમ ના, ધોબી ધોઇને ખાતજી;
બાળ્ય બાળ્ય મોઢું તાહરૂં, બાળ સુંદર જાતજી; ધીક.
નફટ! અભાગી! પાપણી! લાજી નહીં કેમ જીભજી;
તુટી પડી નહીં કેમ તે, ઉભી થઈ વદવા આપજી. ધીક.
સુખ સમજે શું તેહમાં, મતિ તુજ થઈ મુઢજી;

આખર ખીલોડી સ્વાદ શું, જાણે નીતિ કેરો ધુઢજી. ધીક.
ગરધવ સાકર ખાયતો, નીશ્વે તજે નીજ જાતજી,
તુજ મન નઠારો કામળો, પડી દુરગુણી ભાતજી. ધીક.

બેન! જરાક તો વિચાર કર. આ દુનિયાંમાં જન્મી જે સ્ત્રીઓ વ્યભિચાર કરેછે તેઓને અંતકાળે કેવું દુખ સહન કરવું પડેછે? તેઓનાં આ ફના દુનિયાંમાં કેવાં શ્યામ મુખ થાયછે? અને શ્વસુર તથા પીયર પક્ષને કેટલું મોટું કલંક લાગેછે? માટે એ કામ કરવામાં કદી ફાયદો નથી. હજુસુધી તેં એવો કોઈ દાખલો જોયોછે કે વ્યભિચારી સુખી થયો છે? અગર કોઇ ઠેકાંણે સાંભળ્યું કે વાંચ્યુ પણ છે? તું ભણેલીછે તે છતાં આમ કેમ કરેછે? શું તું વિદ્યાને લજાવવા માગેછે? યાદ કર કે જેણે વ્યભિચાર કર્યો છે તેની શી દશા થઇછે.

(ગઝલ.)

(આદમકુ ખુદા મત કહો આદમ ખુદા નહિ) એ રાહ.

બેન મુજ વાત સુણ, છું ચતુર ખુબ,
કોણ વ્યભિચાર માંહી, પામીવુછે સુખ;
શીલા થઈ અહેલીયા રીતી નઠારીથી,
ફક્ત ભાળવાથી વ્યભિચારે આંખથી,
રાન માંહી અંજની, જવું પડયું અરે,
રાણી પીંગળા પતી વીના રડયા કરે;
ભાળવાથી આવું દુખ! કેવું તે કર્યું?
પ્રથમ રૂડુ લાગવાનું, બાળશે પછે.

માટે સખી! હવે તને ખાત્રી થઇ કે વ્યભિચારથી આખરે મહા દુખ થાય છે. અરે! એટલું તો શું, પણ વળી કરનાર પાપી બની ઇશ્વનો કોપ સહેછે; માટે હું ધારૂંછુ કે તેમ કરવામાં કાંઈ પણ માલ નથી. સાંભળ પોતાની એબ કોઇને ન દેખાડવી તેને વિશે એક વાત છે કે—કોઈ એક

સમયે તાહારા જેવી મનની ભમેલી સ્ત્રીને કામવિકાર ઉત્પન્ન થયો, તેથી દીશાએ જઈ ઘેર જતા એક મુસલમાનને દુરથી જોઈ બોલાવ્યો, જેણે આવતાં વાંતજ તે સ્ત્રીના મોં તથા આંખના ચાળા પરથી તેના મનની વાત વર્તિજઇ વિચાર કર્યો કે એવો એક ઉપાય કરૂં કે જન્મારા સુધી આ ટેવ ભુલી જાય, એમ ધારી ચરૂડો ફોડી નાંખી ખુબ કળાહોળ કર્યો. તે સ્ત્રીએ ગભરાઇને હસવાનું ખસવું થયુ જોઇ ધીમેથી સોનાનો ચઉડો આપવા કહ્યું. પણ તેથી તો ખુબ રડી કેહેવા લાગ્યો કે, એને શું બાળું? હાયહાયરે! અત્યાર સુધી માહરી એબ આંણેજ જોઇ હતી. અરે રે! શું માહારે હવે બીજા ચરૂડાને પણ માહારી એબ બતાવવી પડશે? તે સ્ત્રી તુરત સમજી ગઇ. અને મીયાંને શુભેચ્છક ગણી શીરપાવ સાથે વીદાય કર્યો. અરે એટલું તો શું પણ વળી સદાને માટે નીતિની બેહેન પણ થઈ. માટે બેહેન! એબ દેખાડતાં બહુજ ગેરીયત રાખી ઉજળુ એટલુ દુધ જોઈ મોહી ન પડવું. સાંણી સખી—

(વાત કરંતાં લજાઓજી, જાઓજી, જાઓને જીયા(૨)એરાહ.
યારીમાંસારનથીસૂણજી, સુણનેસખી, સુણને સખી, સૂણજી,
યારીકર્યાથીદુઃખબહુપામેને, અન્તેસહુસુખજાએરે,
કામો ન થાએ, ને જીવ અકુળાએ, ફિટકારો તે અવનીમાં
થાએ, અવગુણજી. સૂણને.

સીતાસતીજેનીછેસુ, વૃત્તિને, ગતીધ્રણીકે'વાયરે,
રહી છે તે ટેકે, દિલ રાખી વિવેકે, રામ નામ ગુણ જીભમાં જપાએ, અંતિ ધુનજી, સૂણને.

તારાનચુકીતેસત્યનમૂકી, કર્વિપતીનીસેવાયરે,
તો સૂખ પામિ ને દુખડાંરે વાંમી, ગૂણ સહુ વિશ્વમાંગાયે,
બહુ પૂન્યજી. સૂણને.

જંગલમાંકર્યુંદંગલપારધીએવૈદ્રભીતોઅતીકષ્ટેરે.
પાપીનું પાપ ફરીવળ્યું આ માપે, આપ દીધો સતિયે ત્યાં
દ્રષ્ટે, થયો શુન્યજી; સૂણને.

કામાગવરી—તેં કહ્યું તે ખરૂં. પણ એતો માત્ર બાહારનાં ડાહાપણ શીવાય કાંઈજ નથી. બાકી દુનિયાનું ખરૂં સુખ તો મોજ શોખજ છે. સાથે શું લઇ જવાનું છે?

વિદુષક—અનીતિનો હોબાળોસ્તો.

નીતિલક્ષ્મી—ત્યારે શું ગેરીયત પણ લઈ જવાની છે! બેશક! આબરૂજ. (સ્વગત) હવે આની મતિ બગડી છે, માટે અહીં આવવું વ્યાજબી નથી. માહારા ધર્મ પ્રમાણે કહીતો ચુકી પણ લગારે માનતી નથી અરે! આપણો શો ઉપાય? (પ્રકાશ) બેહેન, હવે તો હું જાઉં.

કામાગવરી—કેમ? એટલુંજ કે? જશો? ત્યારે તો વહેલાં આવજો.

વિદુષક—શું જખમારવા! કહ્યુંછે કે—

पादपानांभयंवातःपद्मानांशिशिरोभयम् ।
पर्वतानांभयंवज्रःसाधूनांदुर्जनोभयम् ॥

નીતિલક્ષ્મી—(સ્વગત) વણજારો.

ધીક પડ્યું મુજ જીવવું, જગમાંહીરે;
સખી દુષ્ટ થઈ આ વાર, પાપી પૂરીરે.
કરવી સખી આવી નહીં, જગમાંહીરે;
આબરૂને લગાડે કલંક, પાપી પૂરીરે.

( જાયછે )

વિદુષક—સત્યછે. સાભળો અને યાદ રાખો. સારાને નઠારો પાસ લાગતાં કેટલી બધી વાર છે? નીતિને

કામાનો જરા પણ પાસ બેઠો નથી. ધન્ય છે એવી સતિયોને ! ધીક્કારછે કામા ! નીતિએ બળદની પેઠે નાથ્યા છતાં હજુ હઠીલુ વલણ તજતી નથી ખરેખર એના જેવી સ્ત્રીયોથી દુનિયાં ફીટી સ્વર્ગ થાય અને તાહારાથી સ્વર્ગ હોય તે પણ નર્ક થઈ જાય.

( પડદો પડેછે. )

## દર્શન ૨ જુ.

### સ્થળ કમળાનંદનું ઘર.

**કમળાનંદ...વિદુષક...વિલાસાનંદ ...કામાગવરી...દ-પાલનો સિપાઈ...કમળાનંદ—**

**ગઝલ.**

અરે એ કેમ નહીં આવ્યો, વિલાસાનંદ મુજ પ્યારો,
ખુબી એની બહુ ન્યારી, છટા લાગે મને પ્યારી.
ઓહો કેવો એ રાખે પ્રેમ, કદી ચૂક્યો નહીં એ નેમ ;
શીઆળામાંહી આવે ટાઢ, વખતે તેમ આવે આપ.
નથી ચૂક્યો હજુ સુધી, નથી કીધો મને દુખી ;
સદાએ મીત્ર મુજ રેહેજો, પ્રભુ દુઃખ એહનાં લેજો.

**વિદુષક**—એમ નહીં પણ—

નથી ચુકયો હજુ સુધી, બહુ કીધો મને દુઃખી ;
સદા એ મીત્ર મુજ રેહેજો, પ્રભુ દુઃખ એહને દેજો.

**કમળાગવરી**—પ્રાણનાથ ! આપ કોહો છો તે સત્ય છે. મિત્રનાં વખાણ કર્યાં તે હજુ બરાબર નથી. અરે ! એમ તે શું, પણ વર્ણવી શકવાંજ મુશ્કેલ છે. એની છટા એવી તો સરસ છે કે તમને તો શું, પણ એને જેટલા જુવે તેટલા બધાને પ્યારી લાગે.

**વિદુષક**—પેહેલી તો તનેજ.

પ્રાણનાથ, જોઈ વારૂં, એ હજુ કેમ નહીં આવ્યા !

**વિદુષક**—એ આવશે ત્યારેજ તો—બાકી તો સત્યાનાશની-જપાટી. પણ હમણાંજ એવો બળવાનો છે એ-ટલે આવે શું કામ ?

**કમળાનંદ**—આવો વિલાસાનંદજી ! આજ કેમ વાર થઇ ?

**વિલાસાનંદ**—હાજી ! આપનુંજ કામ કરતાં વાર થઇ ગ-ઈ, તે માફ કરશો.

**કમળાનંદ**—અરે વળી ! એમાં માફી શાની ?

**વિલાસાનંદ**—કેમ ભાઇ ! લુગડાં કેમ પેહેરવા માંડ્યાં ?

**કમળાનંદ**—જરાક બેસશો ? હું બહાર જઇ આવું.

**વિલાસાનંદ**—(કામાગવરીના અણસારાથી) હા બેલાશક.

**કામાગવરી**—(સ્વગત) પ્રભુ મન હોય તો માળીએ પણ તુ મેળવે છે એ વાત સત્ય છે. ઓહો તાહારી અ-ગમ્ય શક્તિ !

**વિદુષક**—હોવેસ્તો ! માળીએ મેળવ્યાં તેમાં. નીકર તો બા-પડો કોણ જાણે કેટલીએ ગાળો ખાત ! અગમ્ય શકિત તો આગળ ઉપરજ જણાશે.

**વિલાસાનંદ**—(પોપટ પોપટીને સાથે જોઇ)

**(બરવાની ઠુમરી.)**

પ્રેમ નહીં જગમાંહી લીધો, ધીક ! વ્યર્થ જીવ્યું નવ પ્રેમ લીધો. ટેક.

સર્વોત્તમ જગમાંહી ધાર, સત્ય પ્રભુથી પ્રેમ થએલો. પ્રેમ.
ડાહ્યા બુદ્ધિહીણ બધામાં, પ્રેમવાસથી આપ રહેલો. પ્રેમ.
કોઇમાં છુપો કો'માં ખુલ્લો, પ્રેમતણો છે વાસ થએલો. પ્રેમ.
અણસમજુ પ્રાણી સ્ત્રી સાથે, પ્રેમની માંહી છુપી રહેલો. પ્રેમ.
પ્રેમ નીશાની કેવી રીતે, કરતો એ આપ નજર પડતો. પ્રેમ.

કામાગવરી— (રાગ ભરવાનોજીલ્લો.)

(ભરથરી એલ ચાલો આજરે ભજવીયે.) એ રાહ.

કો'ના પ્રતે યાર મા'રા, કહેલું આ વેણ છે. ટેક.

વાત આપણી લગાડો, કે બીજાની સાથ છે,

જગમાંહી પ્રેમ વડો, સર્વ ચોજો માંહ્ય છે. કો'ના.

એની જાળમાંહી સર્વે વીંટાઇ રહેલું છે,

શક્તિ સર્વે ઠામ એની, મજબુતી માંહી છે. કો'ના.

આપણી સાથે લગાડો, વાત મા'રા યાર હે;

લાભ લો સોનેરી વેળા, ફોગટમાં જાયછે. કો'ના.

વિલાસાનંદ—પ્રિયા! આ તાહારી કાંચળીના મલકટમાં શાનું ચિત્રામણ છે? વારૂ જોવા તો દો. દુરથી બહુ રળીયામણું લાગે છે.

વિદુષક—ઠીક! ચીત્રામણ તો બહુ ખોળાય છે! પણ ધીમે રહીને.

કામાગવરી—જુઓ! જુઓ! અને દુર રહો? પેલા તમારા ભાઈ આવે છે તે દેખશે!

કમળાનંદ—કેમ ભાઇ! શું વાંચો છો!

વિદુષક—બાપનું કરમ.

વિલા૦—કાંઈ નહીં. આતો વખત જવો જોઇએ, માટે અહીં પડેલી આ ચોપડી વાંચતો તો—એટલામાંતો આપ આવ્યા.

સિપાઈ—ભાઇ સાહેબ લ્યો આ આપનો કાગળ.

કમળાનંદ—કોનો? માહારો? લાવ. અક્ષર તો ભગવતરાયના જેવા છે.

વિલા૦—(ભગવતરાયનું નામ સાંભળી ચમકીને સ્વગત) અરે! એણે કાંઇ સળગાવ્યું છે કે શું? (બેપરવાઇના ડોળથી પ્રકાશ) એને શું છે?

**કમળાનંદ**—કોણ જાણે? લો કોડો ને વાંચો એટલે જ-
ણાશે.

**વિદુષક**—શું તાહારૂં માથું? એ તો બહુ કીમતી છે.

**વિલાસાનંદ**—માહારે આપનો ખાનગી પત્ર વાંચવો દુર-
સ્ત નથી.

**વિદુષક**—ખાનગીમાં ખાનગી હતું તે તો તાહરૂ થયુ હવે
ખાનગી શું છે?

**કમળાનંદ**—ફીકર નહીં. માહારેને તમારે કાંઈ જુદાઈછે!

**વિદુષક**—તેમાંજ ધરબોળ બેઠું તો—

**વિલાસાનંદ**—એમ તો શું, પણ ઠીકછે. લાવો ત્યારે—

( કાગળ )

પ્રિયમિત્ર કમળાનંદ.

લખવાને દીલગીરછું કે માહારે ને તમારે મીત્રતાની એક ગાંઠ હતી તે છતાં હું આપની પાસે આવ્યો ત્યારે મને તિરસ્કારનાં વચન કહી કાઢી મૂક્યો. તે વખતે ગમ ખાઈ ગયો. બાદ પાછળથી તપાસ કરતાં એમ માલમ પડ્યું કે તમે એક વિલાસાનંદ કરીને નવો મિત્ર કર્યો છે. તેણે કાંઈક માર્મીક કારણથી માહારા વિષે આપણ બંને-ને વિગૃહ થાય તેમ સમજાવી વૈર કરાવ્યું. હાલ તપાસ કરતાં એમ માલમ પડેછે કે એ તમારી સાથે મિત્રાચારી રાખી પ્રપંચથી વર્ત્તે છે. "બાંધી મુઠી લાખની" એ કેહે-ણી મુજબ હાલ પડદેથી લખુંછું. તો આ બાબત પુરતો તપાસ કરશો. જેથી પૂર્ણ ખાત્રી થશે. લખવાનુ કારણ એજ કે "New friends are like new wine". આ નવા મિત્રથી ભવિષ્યનાં ફળ કડવાં નીપજશે એમ જાણી ઘણા દીવસથી મળી રેહેલું અંતઃકરણ દાઝે છે, માટેજ આ લખવું પડ્યું છે. હાલ એજ. તારીખ તન, માહે મન, સને સાચ.

લી° આપનો સ્નેહી.
**ભગવતરાય.**

કમળાનંદ—( ઉંડા વિચારમાં પડી સ્વગત ) હવે શું કરવું? આ કેહેછે તે ખરે હશે ખરૂ. પણ કેમ મનાય? ઈશ્વરને ગમે તે ખરૂ.

વિલાસાનંદ—( સ્વગત ) આને કાંઈ વ્હેમ પડ્યો ખરો. માટે લાવ કાંઈક સમજાવું નહીં તો આરે આવેલું વાંહાંણ ડુબશે. (પ્રકાશ) ભાઈ! જોયું કે? માહારૂ પ્રથમથીજ કેહેવું શું હતું?

કમળાનંદ—અરે જખ મારેછે! હું બધું સમજુછું. મને આડુ કોઢું સમજાવી પાછો પગ ઘાલવા માગે છે. તે કાંઈ હવે બને એવું છે?

વિદુષક—કરમ ફુટવાનું હોય તે કેમ બનવાદે?

વિલાસાનંદ—( સ્વગત ) તાલમાં તો આવ્યો ખરો. ( પ્રકાશ ) પણ તમે ક્યાં કાચાછો? એના જેવા લાખો ઠગનાં ડાચાં તોડી નાંખો તો—ધન્યછે મીત્ર! તાહારી ચાતુર્યતા અને જ્ઞાતાપણું કંઇપણ જોવામાં આવ્યું નથી.

વિદુષક—અક્કલના આગળા હો તે સાનું જોવામાં આવે!

વિલાસાનંદ—ભાઈ હવે આપણે ભગવતરાય વિશે કાંઈક વિચાર કરવો પડશે ખરો.

કમળાનંદ—વળી વિચાર શો? એતો જન્મારાથીજ જુઠો છે ને—

વિદુષક—જોવા ગએલા ખરાતો—

વિલાસાનંદ—ના, ના, એમ તો શું? પણ પ્રથમ તો એને કાગળ લખીને અડાવવો, અને પછી એને માટે બીજા વિચાર ધારીશું.

વિદુષક—છોડીયાં પાડવાના કે દેશપાર કરવાના? સંભાળજો. તમારાજ છોડીયાં ન પડે.

કમળાનંદ—ઠીક. ત્યારે લખો એટલે સહી કરૂં.
વિદુષક—રાંડી રાંડની પેઠે ચુડા ભાગતા શી વાર? એજ કરશો તો. તમને કાંઈ ખરૂં ખોટું સુઝવાનુ છે?
(બંને કાગળ નાંખવા જાયછે)

ડ્રોપશીન.

—⁂—

## દર્શન ૩જું.

સ્થળ—કામાગવરીનું ભુવન.

કામાગવરી...કપટીકોર.

કામાગવરી— (ગઝલ.)

ઓહો મા'રો પ્રાંણ પ્યારો, એ દીનોથી ન આવીયો;
હું અભાગી પ્રીતીમાંથી, શું એરે છૂટો થયો? ટેક.
ભૂલ મ્હારી પ્રીતી એવો, પ્યારો મ્હારો છે નહીં;
એ વિલાશી કામ કેરો, બાળ સર્વે વાતથી.
પ્રીતીને એ જાણે પૂરી, કેવી રીતે પાળવી;
નક્કી ધારૂ આવ્યું હોશે, કામ એ આવ્યો નહીં.
રે! રે! સ્થીતી કેવી મ્હારી, થાય એ દીન માંહીરે;
જંપ્યુ જેવી રીતે પ્યારો, રામ નામ જપાયરે.

કપટીકોર— (પદ.)

(પૂર્ણ થયોછે ખેલ સજ્જનો—) એ રાહ.

કયમ અકળાએ બ્હેન, હાંરે હાંરે, કયમ અકળાએ બ્હેન;
અકળાએ કાંઈ થાશે ન ત્હારૂં, રાખ્યતું દીલમાં ચેન. હાંરે૦
ધીરજ મૂકે કાંઈ ન થાએ, તનમાં થાય ખલેલ; હાંરે૦
ધીરજ સૌથી જગમાં મ્હોટી, રોયે દુખશે નેણ; હાંરે૦
ધીરજથી સૌ આવી મળશે, ધારેલ દીલમાં બ્હેન. હાંરે૦

બ્હેન! લે આ ચીઠ્ઠી તેમણેજ આપીછે. વાંચીને થા-ખુશી.

કામાગવરી—શું તું ચોઠ્ઠી લાવીછે? ઓહો! તાહરા જે-
વી તો વીધાતા પણ નહીં. લાવ, લાવ બ્હેન લાવ.
કપટીઠોર—અરે! બ્હેન આતું શું કરેછે? કાગળ તો ચું-
બનથી ભીનો થઈ ગયો. આવો તે કંઈ હર્ષ હશે?
કામાગવરી—બ્હેન! પ્રેમ તો એવોજ હોય. પણ લે હવે.
તું ઉતાવળ કરેછે તો વાંચુછું.

મૃગનયની પ્રિયા!

ગઈ કાલથી અત્યારસુધી મનહરે પ્રિયાના મુખનું દ-
ર્શન થયું નથી, તેથી મન ચક્ષુ શિકારીઓથી ભડકેલાં હર-
ણની માફક તલપવાને આતુર થઈ રહેલું છે. પણ એક
આપણા ફાયદાનું કામ કરવાનું હતું તે કરવા રહ્યો; માટે
આવતાં વાર થઈ.હું ધારૂંછું કે તે તને કમળાનંદે કહ્યું હશે.
પ્રિયા! ખરૂ માનજે કે આપણા દેહજ માત્ર જુજવા છે,
પરંતુ આત્મા તો બે વળીયા દોરડાની માફક એકજ છે.
માહારો આત્મા પ્રિતિને લીધે હરનીશ તાહારી તરફજ
રહેલો છે ફક્ત ખોળીયુંજ માત્ર અહીં તહીં ફરેછે. અને
તે આત્મા વિયોગી દેહ પણ પલકારામાં આવી શૈયાસ્થાં-
ને હાજર થશે. પ્રિયા! તાહારા શીવાય એક પળ પણ
એક યુગ સમાન લાગેછે.

(ગરબી.)

પ્યારી પ્રેમની પીછાણનારી શું કહુંજો,
તુંતો મુજ હૃદયમાંજ, છબીથી રમુ જો, પ્યારી.
મ્હારૂ નુરને ખુશીનુ મૂળ, તુજ છે જો,
મ્હારૂ તન મન ધન તુજ માંહ્યુ છે જો. પ્યારી.
મ્હારો જીવ તું ભણી, બહુ ખેચાયલો જો,
મ્હારો તું બની ખરેખરો, સુકાન હાં જો. પ્યારી.
મ્હારી સર્વ દોરી તુજ હાથમાંહ્ય છે જો;
મ્હારૂ ચીત્ત તુજ સંગ સદા ચાહ્યછે જો. પ્યારી.

[4]અભાવીક [1]ઓજ [2]બહુ [3]સંબંધથી બને જો
બની ભાવિક તુજ મૂર્તિ હૃદયમાં રહેજો. પ્યારી.
અધરામૃત પીધું તોય તૃષાવાનછું જો,
માટે પ્રેમ થકી દોડી દોડી આવુંછું જો. પ્યારી.

હે તનુમધ્યમા શશીવદની સુકુમારાંગી પ્રિયા! આવી માહારી દશા છે, માટે જરૂર આજે સાંજરે આવીશ. પણ તે વખતે કમળાનંદ બાહાર જાય તો ઠીક. આજ શેહેરમાં નાટક છે માટે એને, ત્યાં જોવા મોકલજે.

લી. વીયોગથી વધુવદવાને અશક્ત તાહારો પ્રેમી.

(સ્વગત) ઓહો! આ'વી સઉ વાતે સંપૂર્ણતા ક્યાંથી મળી આવશે? અચીત્ત. માહારૂં હૃદય તેનેજ અર્પણ કરવું લાયક છે. જેમ જેમ વધારે કસાયછે તેમ તેમ વધારે ખુબી ખીલી નીકળે છે.

કપટીકોર—બ્હેન! હું ક્યાં સુધી ઉભી રહું? કાંઈ કામ હશે કે નહીં?

કામામવરી—ત્યારે માહારે પણ ક્યાં વાર છે? બ્હેન તાહારો ઉપકાર હું કદી ભુલી નહીં જાઉં. પણ મેહેરબાની કરી આ ચીઠ્ઠીનો જવાબ વિચારના જેવી ત્વરાથી સત્વર લઇજા. અને તેને હાથો હાથ આપજે.

(પડદો પડેછે.)

—◆—

## દર્શન ૪ થું.

### સ્થળ વિલાસાનંદનું ઘર.

વિલાસાનંદ . કપટીકોર . . . વિદુષક.

વિલાસાનંદ—(સ્વગત) પેલી ચીઠ્ઠી મોકલીછે તે પોહોચી તો હશેજ; માટે આજ રાત્રે ગયા વિના છુટકો નથી.

અરે! હજી સુધી તેનો જવાબ કેમ નહિ આવ્યો હોય વારૂ? શું તે કાંઈ કામમાં રોકાઈ ગઈ હશે, કે જવાબ નહિ લખ્યો હોય, અગરે શું કપટીકોર રસ્તામાં કાંઈ કામ આવ્યાથી રોકાઇ ગઇ તો નહિ હોય, અગર કપટીકોર મહારી મશ્કરીની ખાતર ચી઼ઠ્ઠી લઈ મોડી તો ના આવે?

વિદુષક—અગર અગર શું કરેછે? અગ્ગડમાં પડશો ત્યારેજ ખબરે પડશે તો?

—ભગવતરાય ઉપર પણ કાગળ લખીને ઠીક સાલ કઢાવ્યું. હવે આપણે જોઇએ એ રીતે ફાવશે. ભાઈ તો અક્કલના દરીયા છે, એટલે જેમ ભમાવીશું તેમ ભમશે, અને આપણું ધારેલું કામ થશે.

કપટીકોર—કેમ ભાઇ? સુસ્ત કેમ પડ્યાછો?

વિલાસાનંદ—એ તો અમસ્તો. પણ કોહો જલદીથી. ચીઠ્ઠીનું શું કર્યું? જવાબ લાવ્યાં કે માહારા જેવાંજ પાછાં આવ્યાં.

કપટીકોર—લો ચીઠ્ઠીનો જવાબ, થાઓ ચાક, ને મનમાં આવે તેમ મા'લો. માહારાં જેવાં તે પાછાં આવતાં હશે કે શું?

વિદુષક—તમારાં જેવાં તો કેટલાંએ ગયાં ને કેટલાંએ જશે, તો વળી તમારો તો પત્તોજ ક્યાંથી? અરે! એમ કોહો,કે મનમાં આવે તેમ મા'લો ને ભાઇને નર્કે લઈ ચાલો. કારણ કે નીતિનો પંથ પકડ્યા વિના ચાક ક્યાંથી થવાય? અનીતિથી તો સદાયે ખડીજ રેહેવાના.

કપટીકોર—હવે કાગળ સામું તે ક્યાં સુધી જોઈ રેહેશો! વાંચોને જલદીથી—

વિલાસાનંદ— (કાગળ)

મૃગનયની પ્રિયાના પરમપ્રિય હૃદય હાર!

(વસંતતિલકા.)

પ્યારા તુ પ્રાંણ પતિ મૂજ થકી વધુ રે
સાચો અધીક લહિને બળુ કામથી રે;
દેખી પ્રફુલ્લિત થતુ મુજ દીલ યાર,
પદ્મો પ્રભાકર દીઠે ખીલતાં અપાર.

આપની ચીઠ્ઠી લખી મોકલેલી તે વાંચી વિયોગવેદનાથી પીડીત પદ્મપાદ પુજીત દાસીને શાંતી વળીછે. એજ રીતે પ્રીતિદેવિની પ્રેરણાથી પ્રેમી હાથ પ્રેમીને શાંતી કરવાને વારંવાર અગાડી પડતો રેહેશે. મુગટમણિ ! પણ શય્યા આપણા વિયોગથી અત્યંત વેદના પામે છે, માટે જો માહારે માટે નહિ તો ઈચ્છાએ લખ્યા મુજબ બધી ગોઠવણ કરી છે, માટે શય્યાની વ્હારે ચઢીને પણ સત્વર પધારજો. કામ શાંતીમાં પડે એવાં વીઘ્નો નીવારવાંની પૂરતી ગોઠવણ કરેલી છે. હવે માત્ર પ્રાણપ્યારાને આધારેજ પ્રાંણ ટકેછે.

(રાગ સિતાજીના મહિનાનો)

પ્યારારે માહારા આપ, અધીક હું શું કહું,
બળે વીરહથી આ દીલ, સૂખેથી ક્યમ રહુ!
મારો વેરી બન્યોછે વિયોગ, પીડે પૂર જોરથી,
લાવે કાંઈ દયા નહીં દીલ, બન્યો ક્રુર અતિ.
જીવ એક જુદીછે કાય, પરમ યાર માહરા,
પ્રીતીથી બંધાએલો દેહ, પ્રીતી રસથી ભર્યા.
કામ વિલાસનો ખ્યાલ, પ્યારા લાવો દિલે;
અહિ પધારી આપો સુખ, કરમેલું ફુલ ખીલે.
માર કાળજુ વીકળ થાય, જીવલડો જાયછે,
આવો ઝટ ઝટ પ્રેમી યાર, વખત વહી જાયછે.

સ્નેહ બાપ્યો અતિ આજ, ખરી વિનતી કરૂં,
લખ્યા પ્રમાણે કરીશ કામ, નિશ્ચે નહિ હું ડરૂં.
ત્હારે કારણ પાથરૂ દેહ, સમર્પિ મેં તને,
પ્યારા જેહ બતાવો કામ, કરૂં ખીલતે મને.
લી. વીયોગી દાસી.

વિલાસાનંદ—(સ્વગત) આહાહા !! શું લખવાની છટા ! શું એની માહારા પ્રત્યેની પ્રીતિ ! એની પ્રિતિ ફક્ત કાગળથીજ જણાઇ આવે છે. શું અક્ષર ! જાણે કે મોતી ટાંગ્યા ન હોય! ઓહો ! ધન્યછે માહારૂં ભાગ્ય ! (કપટીકોરને પ્રકાશ) હવે આ બાબતમાં તાહારી શી સલાહછે? આ પ્રીતિ તો થઈ પણ આપણે આપણા ધાટમાં રેહેવું. કેમ ? ખરેખર. ભાગ્યુ તુટ્યું ભણેલી સ્રીયોનું ચાતુર્ય અને જ્ઞાન તો આ ઉપયોગને માટેજ છે, અને તેવામાંજ દીપી ઉઠે.

કપટીકોર—સર્વે સારાં વાના થશે. તમારે કમળાનંદની કાંઇ અડચણ નથી. અને કદાપી હોય તો પણ શું થયું?

વિદુષક—એમાં તો તૈયારજ છોતો.

કપટીકોર—હવે જાઉછું, અને તમે સાંજરે જજો.

વિદુષક—(કપટીકોર તરફ જોઇ) રામ બોલો! ભાઈ રામ ! ઠેઠ જશો કે વળી આવશો પાછાં ? !

(પડદો પડેછે.)



## દર્શન ૫ મું

### સ્થળ—કમળાનંદનુ ઘર.

કામાગવરી...કમળાનંદ...વિદુષક...વિલાસાનંદ

કામાગવરી—(કમળાનંદને) સ્વામીનાથ ! કાલના વિલાસાનંદ કેમ જણાયા નથી ?

વિદુષક—દુધેશ્વર ગયા છે, તે શાના જણાય?

કમળાનંદ—તને ખબર નથી? શું કાલે એ આવ્યા તે વખત તું નોહોતી? એતો પેલા દુષ્ટ ભગવતરાયનો કાગળ આવ્યો હતો તેનો જવાબ લખીને ગયા છે. તે હમણાં આવતા હશે.

કામાગવરી—પણ આજે તો શેહેરમાં પેલા દક્ષણી નાટક કરનારા આવ્યા છે, તે સારૂ નાટક કરેછે, એમ બધા કહેછે. મને લાગેછે કે એતો શોખી છે તે ઘણું કરીને ત્યાં જશેજ.તે કાંઈ તમારા જેવા નથી તેે.

કમળાનંદ—લે ત્યારે! હમે અત્યારથીજ નાટકશાળામાં જઈને બેશીયે છીએ પછી કાંઈ? અમે કાંઈ એનાથી જઈએ એમ છીએ કે! લાખતોએ હું તો એના કરતાં શ્રીમંત કેહેવાઉ. એ ત્યાં હશે તો મળશે અને અહીં આવે તો મોકલજે.

વિદુષક—નારે ભાઈ! તબલચી, બાઈડીને હાથ જોડી બાઈડીનાં ડફણાં ખાઓ પણ કપટ દેખશો નહીં. અરે! બીચારા જ્ઞાનથી એટલે ભણીને સુધરેલા આંધળા થએલા એટલે શું કરે? "અંધેકી જોરૂ ને ખુદાકા રખવાલા!" પધારોને; તમે તો પધારો એટલે મન ફાવતુ થાય.

કામાગવરી—વારૂ પ્રાણનાથ! આવશે એટલે તુરત મોકલીશ.

વિલાસાનંદ—કેમ ભાભી સાહેબ? એકલાં છો કે શું? ત્યારે તો ભાઈ સીધાવ્યા હશે ખરૂ કની?

કામાગવરી—નારે પ્રેમમૂર્તિ! હું ને આપણે બેજ છીએ. ફીકર કરશો નહીં. દીલદાર! આપના હુકમ મુજબ ગોઠવણ કરી એને તો ક્યારનોએ નાટક જોવા વિ-

દાય કર્યો છે માટે હવે તો આખી રાત આપણીજ છેકની ?

(સાખી.)

સૂણો પ્રીતે મુજયાર, નાથથી અધીક વ્હાલા,
હરષ થયો અતી આજ, નાથ અધીક વ્હાલા;
ઉમંગ મનમાંહિ અતી, સા'વાને અંગ આપ,
સંસારનું સુખ હું લઉ, જેથી ટળશે દીલ સંતાપ; નાથ.
આનંદે ભીડી ભીડી, શૈયાસનની માંહ્ય,
લા'વો પ્રેમે લીજીએ, મ્હારૂ મનબહુ વ્યાકુળ થાય; નાથ.

વિલાસાનંદ—(કહું શું નર્સીએ દુખીયો કીધોછે.) એ રાહ.

પ્યારી પ્રીયા મૂજ પ્રીતિ કીધીછે,
તે મનથી મેંતો માની લીધીછે; પ્યારી પ્રીયા.
એશી રહી તું રા' મ્હારી જોઈ,
તેથી પ્રિતી બહુ આજે વધીછે; પ્યારી પ્રીયા.
તેના વિચારો મનમાં ધર્યા મે,
આપદા તેથીજ ટાળી દીધીછે; પ્યારી પ્રીયા.

કામાગવરી—(લયલી લયલી પુકારૂ મેં મનમેં,) એ રાહ.

સૂણજે હૃદયા કેરા હાર, હુંતો આજથી થઈ તુજ નાર,
નીત્ય ચીંતવું નામજ ત્હારૂ, અતી મોહી રહ્યું મન મા'રૂ;
નથી છૂટવાની કોઈ દીન, થૈ ગૈ તૂજ સુરતમાં લીન.

વિદુષક—બરોબર કહ્યું; પરણ્યા વગર નારી થઈ ગયાં એટલે બાકી શું? ખરી વાતછે; જેટલા સુરતમાં ગરબડ ગોટાળા ચાલે તેટલા મુંબાઈમાં કદીયે ન ચાલે; કારણ કે "સુરતની વાંકી નારી, જેને પાન પટ્ટીછે પ્યારી, તે ચાલ ચાલે ન્યારી ને અતી કરે છીનાળી."

—વધુ વદવાથી જુઠું કેહેવાયે, તેથી વદુ નહીં પ્યારા આંહિ,
આ દુનીયા વીશે તંન મંન, પ્યારા મારૂ તુ સાચુ ધંન;
એક લોકલજ્જાને રે કાજ, ગુપ્ત ભોગવીયે આ રાજ.

વિ—મો'ટું પાપ જગતમાં એછે, નીકર માંડત દુકાન કેપે.
—બાકી કાંઈ જુદાઈજ નથી, સત્ય માનજે કહું સર્વથી;
માટે રંગેથી રમોને પ્યારા, હવે રાખો ન કાંઈ ઉધારા.

વિલાસાનંદ—(ગીરીધારીરે વાત કહું તે વિચારો,)એ રાહ.
પ્રિય તા'રાંરે, નેત્ર શરો અતિ જોરે, મુજ કાળજુ પ્રેમી કોરે.
શુક નાસીકારે, જેવી ચંચુ લાગે, કંઠ સાંભળી કોયલ લાજે,
પ્યારી ચાલે તું ગજની ચાલે રે (૨) મદમાંતો મદગળ મ્હાલેરે(૨)
તુંતો કામ પુરેપુરો પાળેરે (૨) પ્રિયા તુંતો રે. સિંહકટી શરમાવે,
મુજ કાળજુ પ્રેમી કોરે.
પ્રિતમ રસીલીરે, પરવાળા સમ હોઠો, તુજ નેત્ર પલકારો મો'ટો,
ભ્રમર ભ્રગુટી રે, મેઘ ધનુષ હઠાવે, શિર કેશ ફણેન્દ્ર લજાવે,
જ્યોતીલીંગ સમાં સ્તન ત્હારાં રે(૨)થાતાં સંગમસમયે સારાંરે,(૨)
તુંતો વશી ગઈ દીલ મ્હારેરે, (૨) જંઘ દેખીરે,કદળી સ્તંભજ
હારે, મુજ કાળજુ પ્રેમીકોરે.

કામાગવરી— (રામગ્રિ.)

સાંભળ પ્યારા તું માહરા. કહુંછું એક વાણ,
બાંણ વાગે તુજ શબ્દના, તેથી તલસતા પ્રાણ; સાંભળ.
દીલ અતીશે અનંગથી, બળતું આ વાર,
શીતળતારે તમે કરો, ગૃહીને કર યાર; સાંભળ.
નાડી નરમતો થઈ ગઈ, કરો જાગૃત આપ,
દવા આપી દુખ ટાળશો, જેથી ટળશે સંતાપ; સાંભળ.

વિદુષક—હાય! હાયરે! મોંકાણ મંડાઈ! ભાઈ આવો તો
ખરા! તમારી પાડી અરે! પ્યારી તો માંદી થઇ.
માટે કાંઈ દવા હોય તો આપો કારણ કે—
પ્રેહ વ્યાપ્યો દીલ છે અતી, ટાળ્ય તે પરીતાપ,
વાતો પછી કરજે બહુ, નીકર ખાઇશ ધાપ.

સાંભળ દુષ્ટ તું આતમા—

(શિખરિણીવૃત.)

અરે શાને કાજે, વિકળ મનથી તો થઇ રહી,
ખરે તા'રી આશા, પુરણ દિલથી તો કરૂં સહી;
પ્રિયા ત્હારા પ્રેમે, લપટ લપટાઇ અતિ રહ્યો,
બળે મા'રૂ આજું, તન વિરહથી આ સ્વર કહ્યો.
નકી ઝાલું નાડી, પરખિ તુજ રોગો દુર કરૂં,
દવા સાચી પ્યારી, જરિ નવ હું ગાફેલજ રહું;
પ્રિયા શાન્તિ કાજે, શયન કરવાને મન ધરો,
ખરો લા'વો લીજે પછિ નવ દવાનું વચન કો'૦

વિદુષક—જો ! મોહોટા વઇદરાજ આવ્યા છે ! હવે ઘડી સાક્ષાત વારમાં રોગ અને રોગીને બંનેને રમાડી દેશેતો—

કામાગવરી— (શાર્દુલ વિક્રિડીત છંદ.)

ઝાલોને ભુજ બોલું હું વચન તે પ્યારા કહું શું અતી,
ચાલો ભૂવનને વિશે ઝડપથી, રાચો કહું હું સતી;

*  *  *  *  *  *

વિદુષક— સાત પેઢીનીસ્તો ! !

કામાગવરી—કેમ અલ્યા હું સતી નહી કે?

વિદુષક—હ્યો વળી. કીયો નાગો ના કહેછે? પણ—

કામાગવરી—પણ શું? બોલ ફરી.

વિદુષક—પણ તે એજ—કે તાહારૂ સતીવૃતતો વાંકી પુછડી વાળી (કુતરી) કરતાં પણ ચઢે એવું ! ( વિલાસાનંદ મારવા જાયછે ને વિદુષક બીહીને નાસી જાય છે.)

કામાગવરી—પ્રિયતમ ! ચાલો હવે એકાંતમાં.

વિલાસાનંદ—હા, ચાલો.

વિદુષક—ક્યાં ધરામાં ? પડદો પડેછે.



# कुमित्र दर्पण.

## અંક ૩ જો.

પાત્ર.

| | |
|---|---|
| પ્રમાણીકરાય.................................. | કમળાનંદના પિતા. |
| કમળાનંદ.......................................... | તેનો પુત્ર. |
| ભગવતરાય ............... ... | કળમાનંદના મિત્ર. |
| વિલાસાનંદ............... ... | |
| મગન...... .............. ........ .......... ... | ચાકર. |
| ચંદ્રસિંહ .. ... ... ... ... ... ... ... ... ... | ...રાજા. |
| વિવેકવર્મા .. ... ... ... ... ... ... | ...પ્રધાન. |
| વિદુષક .. ... ... ... ... ... | મશ્કરો. |
| જમાદાર .. ... ... ... | સીપાઈઓનો ઉપરી. |
| છડીદાર... ... ... ... ... | નકી પોકારનાર. |
| કામાગવરી .. ... ... | કમળાનંદની પત્ની. |
| નીતિલક્ષ્મી... ... ... | ભગવતરાયની પત્ની. |
| કપટીકોર... ... .. | કામાગવરીની સખી. |

ટપાલનો સિપાઈ અને કેટલાક માણસો વિગેરે.



## દર્શન ૧ લું.

સ્થળ—ભગવતરાયનું ઘર.

ભગવતરાય . નીતિલક્ષ્મી .. વિદુષક... ટપાલનો સિપાઈ.

ભગવતરાય—(સ્વગત) કમળાનંદને કાગળ પોહોચ્યો તો હશે. જો એથી કાંન ઉઘડે તો સારૂ નહિતો માર્યો જશે. એર આપડે તો આપડી મિત્ર તરીકેની ફરજ બજાવવી જોઇએ તે બજાવી. પછી તો "કુહેનારો

કહી છુટે ને વેહેનારો વહી છુટે". આપડાથી કાંઈ જઈને તેના હાથ ઝલાયછે? આપણને ન પુછે તોએ પણ તેના ભલાને માટે દુર રહીને ચેતવવો કે પછી આપડો વાંક ન નીકળે.

**સીપાઈ**—ભાઈ સાહેબ! આ કાગળ.

**ભગવતરાય**—(લઈને સ્વગત) એ કોનો હશે? માહારે કોઈ પરગામી તો મિત્ર નથી. પણ વાહ, હું ભુલુંછું કેમ? એતો કમળાનંદનોજ હશે, માટે લાવ વાંચીજોઉં

**કાગળ.**

કૃતઘ્ની મિત્ર ભગવતરાય.

તાહારૂં ચીંથરીયુ પોહોચ્યું ને દોહોડ ડાહાપણ જાણ્યું, પણ હવે બસ. તને એક વખ્ત માહારા કામમાં ન બોલવા કહેલું અને રૂબરૂમાં તિરસ્કાર કરી કાહાડી મુકેલો. છતાં વગર પૂછે ડાહાપણ કરવા શું આવેછે? શું મને મૂર્ખ સમજેછે? હવે આબરૂ વાહાલી હોય તો લપડો કૂતરો બનીશ નહીં. હરામખોર! આ છેલ્લી ખબરથી સાચવજે ને તાહારા દુષ્ટ પ્રપંચી હાથને—ખરી ખાતરીથી સમજજે કે—વધારે લંબાવીશ તો હવે ત્હારો......

લી. તાહારૂં કાળુ મોઢું કદી ન જોવાને
ઇન્તેજાર કમળાનંદ.

અરે! શું હું વાંચુછું તે ખરૂંછે? અરે! માહારી મૂર્ખાઇ!!!

**(લલીત.)**

જગત સર્વના, સત્યહે ધણી, સરવ ઠામમાં, તું દયા ધણી;
કપટિ જગતમા, સર્વછે ખરે, પુરણ જોરથી, પાપ ત્યાં ફરે.
ક્યમ રહ્યો ઠરી, જાગતો નથી, પ્રભુ તું પાપને, ડાબતોનથી;
જગત પાળવું, આમશું ખરે? ઘટીત છે નહીં, તુજમહત્વને.
કપટિ જગતમાં, નીજ યોજના,પુરિ થવા પ્રભુ, ક્લેશનાંખતા;

ક્યમ ન કાઢતો,મૂળ એમનાં, ક્યમ ન આપતો, દુખ તું ઘણાં.
સરવ વાત તું, જાણતો પ્રભુ, કમળનું થશે, ખોટું કેટલું !
નિજ પુરી થવા,કુડી વાંચ્છના,જગતમાં થશે, મીત્ર એ સદા.

**નીતિલક્ષ્મી**—(દોડતી આવી) પ્રાણનાથ ! ચીંતાના દરીઆના મોજાં સાથે આટલા બધા અફળાવાનું શું કારણ છે ? આમ એકાએક કેમ ફીક્કા થઈ ગયા ? પ્રાણનાથ ! જરા મને કોહો તો ખરા ! શું સ્ત્રીયોએ પતિના દુઃખમાં ભાગ લેવો ન જોઇએ ? પ્યારા પ્રાણનાથ ! જરાક ધૈર્યતાનાં મીઠાં ફળ તો ચાખો.

**વિદુષક**—કામાગવરીને તો પુછી આવ્ય એટલે ખબર પડશે.

**ભગવતરાય**—કાંઈ નહિ પ્રિયા ! તાહરે પણ માહારી સાથે દીલગીરી ધારણ કરવાની શી જરૂર છે ? દીલગીરીના દરીઆમાં ડુબવું શું તને સારૂ લાગેછે ? !

**નીતિલક્ષ્મી**—અલબત ! જો હું દીલગીરીના દરીયામાં ડુબવાથી આપ મુક્ત થતા હો તો દીલગીરી મને બહુજ સારી લાગે છે. અરે ! તમે કદાપિ મુક્ત ન થતા હો તો પણ જો હું ભાગ ન લઉ તો અર્ધાંગના કેમ કેહેવાઉ ? શું હું સુખની ભાગીદાર અને દુઃખની નહિ ? પ્રિય ! આ હાથમાં શું છે ?

**ભગવતરાય**—(જરાક વિચાર કરીને) કાંઇજ નથી. પણ ખુશી હોય તો લે. એમાં કાંઇ છાનું નથી. એતો આપણા અક્કલવાન મિત્રનો કાગળ છે.

**નીતિલક્ષ્મી**—અરેરે પ્રિયતમ ! હવે દીલગીરીનું ખરૂ કારણ પકડાયું પણ એવા મૂર્ખના કાગળથી દીલગીરી શાની જોઈએ ? (તીરસ્કારથી કાગળ ફેંકેછે.)

**ભગવતરાય**—ઓજુ તો કાંઈ નહિ પણ (દીલગીરીથી ની

તિલક્ષ્મીના ખભા ઉપર માથુ મૂકી) પ્રિયા ! માહારૂ દીલગીરીનું કારણ કાંઈ કાગળ નથી, પણ માહારી જ મૂર્ખતા છે.

**નીતિલક્ષ્મી**—અરે ! પ્રાણનાથ ! એમતે હોય ? તમારા જેવા મૂર્ખ થાય તો પછી મૂર્ખોને શું કેહેવું ?

**ભગવતરાય**—પ્રિયા ! તને ખાત્રી નથી પણ ખરે કમળાનંદનો, વિલાસાનંદ પોતાની કુડી વાંચ્છના પુરી પાડવાને, મિત્ર થયો છે તેને માટે વગર પૂછે ગોદા ખાવાનેજ મેં કમળાનંદનું ભલુ ચાહી એક વાર માહારો તીરસ્કાર થયા છતાં પણ એ દુઃખી ન થાય તેને માટે એક ચીઠ્ઠી લખી, જે ભલમનસાઇને માટે આ અમુલ્ય ઇનામ મને મળ્યું છે. (મુર્છાગત.)

**નીતિલક્ષ્મી**—મુગટમણિ ! (**જોગીયો આશાવરી**)

દુનીયામાં પરોપકારે સુખ છે કદા,<br>
ઘણી ખરી વખત રેહેલું છે દુખ ત્યાં;<br>
હીમત્ત ધરો દીલમાં-કાંઈ છે નહિ જરૂર,<br>
દીલગીરીથી જાય પ્રેમી મુખ કેરૂ નૂર.

**વિદુષક**—ધન્યછે મંગળ પ્રેમની મંગળ મૂર્તિયોને ! વાહ ! વાહ ! સાચો પ્રેમ તો અહીંજ દીઠો.

**ભગવતરાય**—પ્રિયા ! તાહારા પ્રેમી શબ્દો માહારા નાહીમત્ત થએલા ઘાયલ કલેજાને એક ઔષધથી પણ અધીક થઇ પડેલા છે ! ઓહો ! જગતનીયંતા પ્રભુએ માહારી ઘરરૂપી વીંટીમાં અમુલ્ય નીતિમય રત્ન જડીને ભાગ્યશાળીયોમાં મગરૂરી કરવા જેવો મને હાલ કર્યો છે ! અરે ! હું તેનો શો પાડ માનું ?

**નીતિલક્ષ્મી**—પ્રાણનાથ ! એવાં નકામાં વખાણ શા વાસ્તે કરોછો ?

**વિદુષક**—અરે ! જગતમાં અભુજ કામાગવરી વગર નીતિનાં વખાણ ન કરે એવો તે કીયો અભુજ હશે ! નીતિનાં તો જેટલાં વખાણ ન કરે તેટલાં ઓછાંછે!

**નીતિલક્ષ્મી**—હું સતી સ્ત્રીયોના પગની રજ બરોબર પણ નથી, તો પછી હું આવી ઉત્તમ કેમ ગણાઉં ? જેનો ભરથાર નીતિને રસ્તે ચાલી પરોપકારમાં અપમાન છતાં પણ તત્પર રેહેછે તેની સ્ત્રી કેટલી ભાગ્યશાળી? કેવી સુખી ? હું ધારૂંછું કે જગતમાં તેના કરતાં સુખી કોઈ છેજ નહીં. પ્રાણનાથ ! હું પણ એકવાર કામાગવરીને કેહેવા જતાં આપની પેઠે ઇનામ લઇ આવી છું પણ શું કરૂં "ગાંડુ ગાળ દે" તેના ઉપર તે ખોટું લગાડાય? પણ હવે પેલું "સ્વર્ગયાત્રા"નું પુસ્તક વાંચવાનો વખત વહી જાય છે.

**ભગવતરાય**—હા ! હા! ચાલો એ પુસ્તક વાંચવા લાયકછે.

**વિદુષક**— (પદ.)

(પ્રીન્સ રૂડા રાજવી, ભલે ભલે પધાર્યાજી આજ)એ રાગ.

ગાઓ ગાઓ નીતિના ગુણ, સભાગી પ્રાણીયા,
હાંહાં રે સભાગી પ્રાણીયા. ટેક.
જાશે જાશે નીતિની તજી વાટ, ખાસે-ખાસડાં,
હાંહાં રે ખાશે ખાસડાં.ગાઓ-
જોશે જોશે દરીયો દુઃખ, બનીને મૂરખા,
હાંહાં રે બનીને મૂરખા.ગાઓ-
માનો માનો નહીં કદી વેણ, અક્કલના આંધળા,
હાંહાં રે અક્કલના આંધળા.ગાઓ-
વાગે વાગે કપાળની માંહ્ય, જડશે-ભુલતો,
હાંહાં રે જડશે ભુલતો.ગાઓ-

પડદો પડેછે.



# દર્શન ૨ જું.

## સ્થળ—કમળાનંદનું ઘર.

**કમળાનંદ...વિલાસાનંદ... વિદુષક... કામાગવરી...મગન.**

**કામાગવરી**—( કમળાનંદને ) કેમ પ્રાણનાથ, કાલનું નાટક કેવું હતું. ? વિલાસાનંદ આવ્યા હતા કે ?

**વિદુષક**—મનનેજ પુછ્ને કે કેવું હતું !

**કમળાનંદ**—નાટક તો જોવા લાયક હતું પણ વિલાસાનંદ કે કોઇએ આવ્યું નોહોતું.

**વિલાસાનંદ**—કેમ ભાઈ, કાંઈ નવા જુની ?

**કમળાનંદ**—આવો ભાઈ નવા જુની તે એટલામાં શાની ? પણ કોહો વારૂ નાટકમાં કેમ નોહોતા જણાયા ?

**વિદુષક**—પ્રિયતમાનું મધ ચાટે કે નાટકમાં આવે ? એતો તમારા જેવા અક્કલ ફુટાજ ઘેર નાટક હોય ને પારકાને ત્યાં જોવા જાય.' વાહ ! ભાઈ શું મઝા ! શું ફજેતીના ફાળકા ! કાલનું નાટક તો ઇંદ્રપુરીમાં પણ કદી ભજવાયું નહીં હોય.

**વિલાસાનંદ**—તમે ગયા હતા કે શું ? જાઓ માહારા સાહેબ મને તો ખબરે નોહોતી. જરા કાહાવતા તો ખરા ! તમારાથી શું વધારે છે. ઉંઘતો રોકત પણ જોવાત તો ખરૂ ? બે ઘડી ખુશી થઇને પાછા આવત.

**વિદુષક**—શું કરમ ! અહીંના જેવું ન મળત તો—

**કમળાનંદ**—અશે ! પણ હવે પેલા દુષ્ટ ભગવતરાય માટે કાંઈ વિચાર કરી ઘાટ ઘડીએ, કારણ કે તમને અને મને નાહક તે બધે ઠેકાણે ફજેત કરેછે.

**વિદુષક**—કહ્યું હોય તે કેહેસ્તો—

**વિલાસાનંદ**— (ગઝલ.)

ચિંતા શાને તું કરે, મુજ પ્યારા મિત્ર આવાર;

દિલમાં જાણુંછું બધુ, હું કાહાડું એનો બાર.
યુક્તિ એક બતાવુંછું, તે કરને માહારા વીર;
મૈત્રી કર એથી ઘણી તું, ધારી મનમાં ધીર.
હું છાનો થોડા દીવસ રહું, સાંભળતું નીરધાર;
પછી બોલાવી તું બરો, કરજે એનાથી પ્યાર.
ભૂંડુ મા'રૂ બોલજેને, લેજે મનનો પાર;
તેથી સર્વે આપડાં, સુધરશે પુરાં કાજ.

**કામાગવરી**—( સ્વગત )

યુક્તી સાચી આ કહી, પણ જાએ પ્રાણાધાર;
મનડું તેથી મુઝાયછેને. ચેન પડે ન લગાર—

**વિદુષક**—અરે ! જરાક તાંણીને-કે હાંલ્લુ ફદ ફુટી જાય.

**કમળાનંદ**—એતો ઠીક પણ પછી શું કરવું ?

**વિલાસાનંદ**—પછી તો કરવું એ, કે શેહેર બાહાર ચાંમુંડા દેવી છે તેનું રવીવારે પૂજન કરાવવું અને તે દહાડે છૂપી રીતે ભાભી સાથે મને ખબર પોહોચાડવી કે તુરત હું ત્યાં આવીને ખડો થઈશ અને તમે, કપટીકાર ને ભગવતરાય બધાં આગળ જજો પછી પુજા કરી રેહે ભાભી પાસે દેવીનું વચન મંગાવીશું કે અમારા શત્રુનો ક્ષય થાઓ એટલે આપણને બધુ ફાવશે.

**કમળાનંદ**— ( બેત. )

સાચી વાત કહી ખરી, પ્યારા ! નથી સંદેહ;
સાથી ! જીવજ એકછે, લાગે જુજવા દેહ.

**વિદુષક**—(ચાળાકરી) બરોબર.

**વિલાસાનંદ**—કેમ ભાભી સાહેબ? આ વાત તમને ગમીકની !

**વિદુષક**—અરે ! "ભાવતુતુને વૈદે કહ્યું" તેમાં બાકીશી.

**કામાગવરી**—ઘણી ખુશીની તથા ઉત્તમ યોજના છે.

**મગન**—(કમળાનંદને) ભાઈ! હેડલ બાશામ બોલાવે છે તે ઝટ હેડજો. (કમળાનંદ જાયછે)

**વિદુષક**—હં! લઈજાને અમે તે બહાનું કાઢીને કે વિલાસ કામાની ખીચડી ઓરાય!

**વિલાસાનંદ**—(કામાગવરીને) કેમ કમળાક્ષી, ઠીક કર્યુંકની?

**કામાગવરી**—ઠીકતો ખરૂંસ્તો, પણ તમારા વીનાં બે ત્રણ દીવસ એક ઘડી નથી રહી શકાતું તો, કેમ રેહેવાશે?

**વિદુષક**—બાપના નામની તતડાવીનેસ્તો.

(ગરબી)

**કામાગવરી**—(રઘુપતિરામ રૂદેમાં રેહેજોરે) એ રાહ.

પ્યારારે તા'રાવીના ન રે'વાશેરે,
વિયોગથી અતી દુઃખ થાશે; પ્યારારે૦ટેક
પ્રાણાધાર કો'છો તે સાચૂરે, સુણી વચન દીલમાં રાચુરે;
પણ કાળજડે અતી દાઝૂ, પ્યારારે૦
ઘડી જાયે તે કલ્પ સમાનેરે, જેવું બાટકી મારે અજાનેરે;
તેવું કરીને જાયે શાને, પ્યારારે૦
મૃગનાથી તે મૃગલિ વીખૂટીરે, પડે કંઠેથી હારજ તુટીરે;
તેમ હું તુજવીણ વીખૂટી. પ્યારારે૦
નેત્ર કીકી તને મૂજ જાણુંરે, હૃદયાથી ખરો હું પ્રમાણુંરે;
જીવથી જાદે વ્હાલ આણું, પ્યારારે૦

**વિલાસાનંદ**—આવા કામ પ્રસંગે જવું પડે તેમાં ગભરાવું યોગ્ય નથી. યુક્તીતો એવી કરીછે કે આપણો ઝટ પાર આવશે.

(ગીતિ.)

શશિવદની (શીદ) અકળાએ, જિવછે મા'રો તુજ વિશે નીશ્ચે;
પણ જાણી શુભ કાજે, ધીરજ ધારી રેહે અહીં સાચે.

**વિદુષક**—હ્યો ત્યારે! ભાઈની વાત તો તડાક અને ભ-

ડાકજછેકને. મૂળતો પ્રેમના માર્યા પાટુ ખાય એ-
વા ખરા તો!

(ગરબી.)

**કામાગવરી**—"આવો હરી શીવશંકર ભોળા" એ રાહ.

પુક્તી તા'રી વ્હાલા વખાણું શું,
સુણિરે અતી હરખી હૈયાસુ; પુક્તીરે. ટેક.
ત્હારારે જેવો દુનીયામાં આખી,
દીઠો નથી વાત વદું સાખી; પુક્તીરે૦
પુક્તી જોઈ પ્યારી ખુશી આણે,
સફળ કરો કારજ આ ટાંણે; યુક્તીરે૦

**કમળાનંદ**—કેમ વિલાસાનંદ, પછી પેલી વાતનું શું થયું?

**કામાગવરી**—હવે નક્કી થએલી વાતનું પુછવુંજ શું?

**વિદુષક**—ઓય ત્હારો ચટકોને મટકો! ભાઈ કમળાનંદ! હવે તો બાઈડીને બાપા કોહો તો ઠીક! કારણ કે તમારૂં તો ખુબ ચાલે છે!

**વિલાસાનંદ**—બ્યો ત્યારે હવે તો હું જઈશ.

**કમળાનંદ**—ઠીક ત્યારે અમે પણ જમવા જઈએ છીએ.

**વિદુષક**—જમવા કે જખ મારવા? તમે જમો ને આ બેને રમવાદોને!

**કામાગવરી**—પ્રાણનાથ! તમે ઘણીયે વખત કોહોછો કે આ નવા મિત્રમાં અને માહારામાં કાંઈ પણ બી-જભાવ નથી તોપણ તમે કોઈ દીવસ વખત છતાં પણ જમવાનોતો આધરો કરતા નથી. એ શું?

**વિલાસાનંદ**—(સ્વગત) ધન્ય છે! પ્યાર તો આવોજ જો-ઇએ. માહારા વગર એને ગળે ઉતરે નહીં તે માટે કેવું પોઇન્ટ લાવીને ગોઠવ્યું છે! વાહ! ચાલો સર્વે સારાં વાનાંજ થાય છે.

કમળાનંદ—હા પ્રિયા, એ વાત તો હું ભુલીજ જાઉંછું. ભાઈ વિલાસાનંદ, માહારા સમ છે. આજ તો તમે આપડી સાથેજ ચાલો.

વિલાસાનંદ—ભાઈ સાહેબ ! કહ્યું તે જમ્યા બરોબરજ છે માટે મેહેરબાની કરીને માફ કરો. માહારે પણ, ઘેર, માહારા વગર ન ખાય એવું માણસ છે.

વિદુષક—ડફોળને કાંઈ બોલતાં શરમ છે. તમે ઘેર ઘેર ભટકો છો તો તે પણ બરોબરજ પતીવ્રત પાળતી હશે ! માટે તમારા વગર તે ખાય !!! હમણાંજ વરઘોડો જોઇ આવ્યો કે તેતો તમારા જેવા કોઇકને લઈ પોબારાજ ગણી ગઇને ! "ખાડો ખોદે તેજ પડે" એક લેવા જાઓ તે બીજુ ખુવોસ્તો—વાહ! ચાલો ઠીક થયું.

કામાગવરી—બસ બસ પ્રાણનાથ ! જો એમજ હોય તો પછી રોકવાનું કાંઈ કારણ નથી. (જાયછે.)

પડદો પડ્યો



## દર્શન ૩ જું.

સ્થળ—કમળાનંદનું ગૃહ.

**કમળાનંદ...વિદુષક...ભગવતરાય...કામાગવરી... કપટીકોર.**

કમળાનંદ—(સ્વગત) ભગવતરાય આવતો તો હશે.

ભગવતરાય—કેમ ભાઈ ? કમળાનંદ, મારો આજ અચાનક શો ખપ પડ્યો વારૂ ?

કમળાનંદ—(ભેટીને) ઓહો ભાઈ ! માફ કરજે, મારી મોટી ભુલ થઈ ભાઇ ! આટલા દીવસ તો આવી રીતે કનડીને તાહારૂ પાણી જોયું કે આ મીત્ર તે ખરો, કે

કેમ ? પણ સાબાશ છે તને ! આજેજ મને ખાત્રી થઈ, કે તાહારૂં મન મારી પ્રત્યે હજુ સુધી લગાર પણ ડગ્યું નથી, પ્રીય ભાઈ ! તારા લખવા મુજબ મેં વિલાસાનંદનો પણ તપાસરૂપી દાણો ચાંપી જોયો અને ખરેખર તેતો તાહારા કેહેવા પ્રમાણેજ, કપટી, દ્રોહી, ને વ્યભીચારી નીવડ્યો. હવે તો હું એને બોલાવતોજ નથી, અને હવે તો તારી મરજી હોય તો આપણે બંન્ને આગળ હતા તેમ થઇએ.

વિદુષક—ભાઈ કેહે છે તે છે તો સાચું, પણ હજુ ભાન નથી, આતો માત્ર કપટીજ ભાષણ છે.

ભગવતરાય—(સ્વગત) ખરેખર. આમાં કાંઈ કપટ તો નહીં હોય વારૂ ? કારણ, કે—

( વસંતતિલકાવૃત. )

કૃત્યો કુડાં, જગતમાં જનતો કરેછે,
પાપી બની નિજ તણો, મન સ્વાર્થ લેછે;
સ્વાર્થાર્થ કાજ બહુ બોલત મિષ્ટ વાણી,
પાછા ફરી કરત હાણ, મુકી વિસારી.

શું ઠગવાનો ઇરાદો તો નહીં હોય ? પણ ખેર, હાલ તો મળી જાઓ. આમાંથી રસ્તો હાથ આવશે ખરો. (પ્રકાશ) તમારા કાગળથી મને અચંબો લાગતો હતો કે ભાઈ આમ એકાએક ક્યમ ફરી ગયા ? પણ હવે ખાત્રી થઇ, કે વિલાસાનંદ જેણે તમને વિલાસમાં રમાડ્યા તેની તમે પરીક્ષાજ જોતા હતા. ચાલો ઠીક થયું.

વિદુષક—એમના જેવા ડહોળ સુજ્ઞને સમજતાં શી વાર ?

કમળાનંદ—પણ ભાઇ ! માહારો વીચાર રવીવારે ચામુંડાની પુજા કરવાનો છે. ત્યાં ફક્ત હું, તમે, તમારીભાભી અને કપટીકોર, શીવાય કોઇજ નથી. કેમ ? આવશો કની !

**ભગવતરાય**—પણ પુજા કોણ કરશે?
**કામાગવરી**—એતો માહારી સખી કપટીકોર.
**વિદુષક**—પણ નૈવેદ્ય તો ભાભીસાહેબ ધરાવશે તો; અને તે પણ આપના નીખાલસ ડોકાનુંજ તો.
**ભગવતરાય**—ઠીકછે. (સ્વગત) કપટીકોરને પુછીને વધારે વાકેફ થઇશું એટલે કાંઈ ચીંતા નથી તો. (પ્રકાશ.) વાહ! વાહ! ઘણી ખુશીની વાત! ત્યારે હવે તો હું જઇશ અને પાછો તે દીવસે આવીશ. જાઉંછું.
**કમળાનંદ**—ના ના ચાલો આપણે સાથેજ જઇએ છીએ, કારણ કે કપટીકોરને પણ આ ખબરથી માહીતગાર કરતા જઇએ.
**ભગવતરાય**—આપ શું કરવા તસ્દી લ્યોછો! એમને હુંજ રસ્તેથી કેહેતો જઇશ. કારણ કે મારે જવાનો રસ્તો તેમના ઘર નજીક થઇને છેતો—
**વિદુષક**—હાંહાં? ભાઈ! ઠીક સોગટી મારીછે! એને પુછીશ તોજ તારૂં માથું જતું બચશે. માટે જાજા ઉતાવળ કર.
**કમળાનંદ**—ઠીક! ત્યારે તો તમેજ કેહેતા જજો. (ભગવતરાય જાયછે.)
(કામાગવરીને) કેમ તાલતો જામશે ખરોકની?
**કામાગવરી**—(લયલી લયલી પોકારૂ મેં મનમે) એ રાહ.
સ્વામીનાથ થસે સહુ કામ, ધરીરે તમ ભાઇએ હામ!•
તેથી સવળુ થશે સહુ કાજ, કહીઆવું વિલાસને આજ.
**વિદુષક**—અરે કમળાનંદ! જાણજે કે—
તેથી અવળુ થશે સહુ કાજ, અંતે બાઇછે દગલબાજ.
**કપટીકોર**—(રસ્તામાં મળી) કેમ ભગવતરાય? શીદ જઇ આવ્યા!
**ભગવતરાય**—જરા કમળાનંદને ત્યાં ગયો હતો.
**કપટીકોર**—પાછી દોસ્તી થઈ કે શું?

**ભગવતરાય**—ન થાય તો જાય ક્યાં ઊંચે ? પણ બ્હેન ! મારે તમને એક પુછવું છે (સ્વગત) આને લાલચ આપું તો કેહે ખરી. કારણકે દુનીયામાં પૈસો એજ માણસનો પરમેશ્વર, ને હાથપગ છે. (પ્રકાશ) હું પુછું તે સત્ય કહો તો રાજી કરીશ.

**કપટીકોર**—પ્રથમ કોહો તો ખરા, કે શું છે ? પછી કહીશ.

**ભગવતરાય**— ( ગઝલ. )

( અરે કોનહૈ તું, તેરા ક્યાહૈ નામ ) એ રાહ.

ગયો આજ હું મીત્ર મ્હારાની પાસ, તેડાવ્યો મને મોકલી તેડુ પાસ.
તહીં સાંભળ્યો એક વીચાર જે, ખુલાસાની કાજે હું પુછુંછું તે.
રવીવારે પૂજન મંદીર માંહ્ય, ચામુંણ્ડા તણું જેહ જંગલ માંહ્ય.
તરફ મારીછે એમનો શો વીચાર, જાણો તમે તે થકી પુછું હું સાર.
વીંટી લે ખરી વાત કે' સર્વ તું, ખુલાસો ખરો પામુ મનમાંહી હું.

**કપટીકોર**— (સાખી.)

શુંરે કહું અહીં આજ, ભગવતરાય તનેરે,
મા'રાં રૂંવાટાં ઉભાંજ થાય, ભગવતરાય તનેરે;
શુંરે હું તુજને કહું, સાંભળ ભગવતરાય,
પુજન કરશે ત્યાં ખરે, ત્હારા જીવની હાંની થાય. ભગ૦
માટે આવીશ ત્યાં નહીં, નહીં તો પામીશ દુઃખ;
રોશે ઘરની નાર તું, સહુ અવનીતું જાશે સુખ. ભગ૦
વિલાસ—કામા એક છે, તે પાડી તુજ તંન;
ભાગી ત્યાંથી તે જશે, કરી કમળાનંદ પતંન. ભગ૦
માટે ભાઈ ! સાચવજે. નીકર......

**ભગવતરાય**—( આકાશ પ્રત્યે આંગળી કરી ) ઈશ્વર સાચવશે.

**કપટીકોર**—ત્યારે તો ભાઈ, હવે હું જઈશ.

( જાયછે. )

**ભગવતરાય**—હા જાઓ. તમારો મોટો ઉપકાર થયો. (સ્વગત.)

(યાર તમારે દેરે આનેકા ) એ રાહ.

જગ કરતા તું ગતિ ગહન છે, જગત માંહી પ્રસરેલીરે;—ટેક.
જીવ બચાવ્યો વાત જણાવી, કપટીકોર મળેલીરે;
નીકર મ્હારી હાંણજ થાતે, મુર્ખ પ્રપંચી હાથેરે. જગ૦
નીતિવાંનને તુંય બચાવે, ખરૂં કર્યું વાતેથીરે;
કેવી રીતે પાડ પ્રભુ હું, વાળી શકું તુજ બારીરે. જગ૦
ખરે ખરી તેં આ વખતે તુજ, હસ્તે કાય બચાવીરે;
જગત નીયંતા આવી રીતે, લેજે સત્ય સમાલીરે. જગ૦

(પડદો પડેછે.)

---

# દર્શન ૪ થું.

## સ્થળ—વિલાસાનંદનું ઘર.

**વિલાસાનંદ.. કામાગવરી...વિદુષક.**

**વિલાસાનંદ**—(સ્વગત.) આજ, પ્રીયા, પેલી વાતનો ઠરાવ કર્યાની ખબર લઇને આવવી જોઇયે. એ મળ્યા વગર તો રેહે તેમ નથી પણ...અરે! પ્રીતીની શું અધીરાઈ છે!!!! કે કાંઈ ચેનજ પડતું નથી.

(વસંતતિલકા વૃત.)

પ્યારી વિના નવ પડે કંઈ ચેન આજે,
પ્યારી વિના મુજ તણું સહુ અંગ દાઝે;
પ્યારી વિના નવ ગમે કંઈ ચીજ ખાવી,
પ્યારી વિના નવ મને જરી સેજ બાવી.

અરે પ્રિયા! તારી છબી તો સ્મરણ સમયે આબેહુબ મારા મનમાં ચીતરાઈ જાયછે. અરે વાહ!!

(શાર્દુલ વિક્રિડીત છંદ.)

ગાલે છે ગુલબાસની કળી સમા, ખીલી રહે આપજો;

ઝાલી હાથ હશી અને અવયવો, ભીડે પ્રિતે બાથતો.
આકાશે સશિતો તપે અવનિમાં, પ્યારી તણું તેજ છે;
તેનો કેમ કરી સહૂ તલસતો, વીયોગ હું આ સમે. ૧

કામાગવરી—( પ્રવેશ કરી ) પ્રાણપ્રિય ! આટલી બધી અફસોશી શા માટે કરોછો ?

વિલાસાનંદ—હે ! કોણ ? પ્રિયા ! ! ! ઠીક. જાણતી નથી કે પ્રેમ વીયોગ તો એવોજ સાલે.

કામાગવરી—હા પ્યારા પ્રીતમ ! એતો હુંજ. આપના કરતાં પ્રેમનો વીયોગ તો મને બહુજ માલમ છે. પ-ણ હવે જે હકીકત બની તે કેહેવાને મીસે આપના ઉમદા દેદારનો લાભ લેવા આવીછું. પ્રાણનાથ !—

( ગીરીધારીરે વાત કહું તે વીચારો, ) એ રાહ-

મુજ પ્યારારે ! ચિંતા કરોછો સાને ?, હુંતો આવીછું કેહેવાને,
લેયે બાવોરે, પ્રિતમ પ્યારા મ્હારા, આવી હાજર થઇછું દારા;
માટે કાઢો દિલની ચિંતાયેરે (૨) પ્રિય પ્રાંણ મુને કાંઈ થાયેરે (૨)
બેહ બાપી રહો જીવ જાયેરે(૨)વીનવે દાસીરે વિલંબકરોછોશાને?
હુંતો આવીછું કેહેવાને.

વિલાસાનંદ—

પ્રિયશ્યામાટે,બેસીરહ્યોચિત્તસાહી,તુંતોએદીનઆવી નઆંહી,
પ્રિયા તેથી રે, દુઃખ થયું બહું દીલે,પ્રિય મુજ મનડુંક્યમઝીલે;
પ્યારી આવીનેતાપ નીવાર્યા રે(૨)પ્રિયા કારજ સર્વે સાર્યારે(૨)
ત્હારાંકામોદીસેખુબન્યારાંરે(૨)થસે કાંમોરે,ધારેલાં મનમાંહી,
તુંતો એ દીન આવી ન આંહી.

કામાગવરી—

ક્યમકરીને રે,આવુંઉતાવળી આંહિ, કશું ઠેકાણું નોહોતું ત્યાંહિ,
મેં બોલાવ્યો રે,ભગવતરાયને પ્રીતે, પછી નક્કી કર્યું નિસ્ચીંતે;
હવે જવું રવીને દીને રે, (૨) કપટીકોર સહીત આપણે રે (૨)

અન્યજંન ન કોઈજાંણેરે(૨)પછી કરવું રે, મનમાં ધારેલુંકાજે,
હુંતો આવીછું કેહેવાને.

**વિલાસાનંદ**—(આલીંગનદઈ) હેંહં! એટલામાં એ નક્કી કર્યું! ઓહો! બેશક! ત્યારે તો કમળાનંદ તાહારા આગળ ખરેખરજ છે. રીંછને નાથ ઘાલી મદારી નચાવી ખાયછે તેમજ તું તાહરા ધણીને પલકવારમાં ઊંધુ ચતું સમજાવી સકેછે ખરી. (હસીને) ત્યારેતો કદાચ ત્હારી મરજી હોય તો તું મારૂં પણ ઊંધું ચતું ભરવે ખરી પણ અરે હું ભુલુંછું કેમ? તુંતો મારી પ્રાંણપ્રીયા છેને—

**કામાગવરી**—એતો ઠીક. પણ હવે કેટલી વાર છે?

**વિદુષક**—ઉપરથી પડે ને મરે એટલીજ તો.

**વિલાસાનંદ**—પ્રિયા! કાંઇજ નહિ. ચાલો પણે દીવાનખાંનામાં જઈ પાંન સોપારી લઇ આવીયે. પણ અરે એ શું (અવાજ થાયછે.)

**વિદુષક**—એતો કાંઈ નહીં. ચલાવોને તમારીજ. નીકર ચુક પડશે તો ચુંક થશે. એતો હવે તમારૂં હાંલ્લું ઉધું વળવાનાં કાંઇક ભવીષ્ય ચીન્હ થતાં હશે.

**કામાગવરી**—લો હવેતો હું જાઇશ. અને તમે કાલે ખસુસ મંદીરે વેહેલા આવજો. લુગડાં લત્તાં વીગેરે નાસવાની તૈયારી કરી રાખજો કે કાંઈ પકડાઈ ન જાય.

**વિલાસાનંદ**—ઠીક છે. પણ તમેયે સાવચેત રહેજો.

**વિદુષક**—અરે એમાં તે કેહેવું શું? સાવચેત તે કેવાં કે દીવો લઇને ઝંડીયે કુવે ધબાયનમઃસ્તો—તમારી ચો પગાની શીખામણ છેકની. જેના હાલ બે પગ શેહેરમાં છે અને કાલે બે વગડામાં હશે પણ કાંમ

કરો કાલને માટે નીકર ચુકી જશો. છાંતું હોય તો આ ચાલ્યા—

ડ્રોપસીન.

---

## દર્શન ૫ મું.

### સ્થળ—મંદીર.

કમળાનંદ... ભગવતરાય... કપટીકોર... વિદુષક... વિલાસાનંદ... કામાગવરી—અને કેટલાક માણસો સાથે પ્રમાણિકરાય.

**કમળાનંદ**—કપટીકોર ! પુજા થઈ રહી છે ? નૈવેદ્ય લાવું ?

**કપટીકોર**—હા. તૈયાર કરજો. ત્યારસોરી પુજા પુરી થશે.

**ભગવતરાય**—કેમ ભાઈ વિલાસાનંદ ? ઘણે દાહાડે મળ્યા. મેહેરબાંની તો છે કની ?

**વિદુષક**—ઘણે દહાડે મળ્યા તેમાંસ્તો હમણાં નહીં ભાઈ. બે ઘડી પછી નૈવેદ્યની વખતે મેહેરબાંની બતાવશે.

**વિલાસાનંદ**—અરે વાહ ! મેહેરબાંન ! તમારી જોઈયે.

**કપટીકોર**—હવે ભાભીને આરતી ઉતારવા નૈવેદ્ય લઈ મોકલજો.

**કમળાનંદ**—વારૂ.

**કામાગવરી**— (આરતી.)

જગત જનૂની માત, આરાસુર રાણી, [મા] (૨)
પ્રેમે પાયે વંદુ (૨) કરો વીમળ વાંણી. જયો જયો મા૦
કૃપા રૂપ ભંડાર, સાચાં છો આપે, [મા] (૨)
શેવકને સુખ માતા (૨) છે તુજ પરતાપે. જયો જયો મા૦
વા'રે ધાયાં માત, શેવક દુઃખ હરવા, [મા] (૨)
દૈત્ય ઘણા સંહાર્યા,(૨)અભીમાને ભરીયા. જયો જયો. મા૦

આનંદી તું માત, આનંદી રાખે, [મા] (૨)
પુત્ર સમાંને માંને (૨) ભક્તો ઉગારે. જયો જયો મા૦
માના ગુણ અધીક, ભાવ થકી ગાશે, [મા] (૨)
વિનવે શેવક નમીને, (૨) સુખ સંપત થાશે. જયો જયો મા૦

**કપટીકોર**—બેન! હવે માજીને દંડવત કરી તા'રા શત્રુઓ-નો ક્ષય માગ.

**કામાગવરી**—હે જગતપાલક માતાજી! હું દીન ઉપર કૃપા આંણી મા'રા શત્રુઓનો ક્ષય કરો અને બતાવો જો આ ઠેકાણે હાજર હોય તો અરીદમનથી આપને તૃપ્ત કરીયે.

(ગેબી અવાજનો ધ્વની)

"તાહારો શત્રુ અહીં ભગવતરાય ભરાયો છે."

**વિલાસાનંદ**—(ખડ્ગ લઈ) દુષ્ટ ભગહીણરાય! સંભાર તા'રા ઇષ્ટને. જો તું હમારૂં ભુંડું બોલતો હતો તેનાં આ ફળ. સમજ્યો હવે? કરી લે હવે તાહારૂ સાર્થક અને સોંપ તાહારો જીવ પવનને કે તે તેને પોતાની પાંખપર બેસાડી નર્કે લઈ જાય.

**વિદુષક**—અરે મુર્ખા નીતિવાનનોતો આત્મા શાસ્ત્રા-નુંસારે સ્વર્ગેજ સીધાવે છે. નર્ક તો તમારેજ માટે.

**ભગવતરાય**—( સ્વગત ) આ શું મને મારશે !?! પણ બાવ વારૂ ડોળ તો કરૂં.

**વિદુષક**—જુઓ નીતીવાનની શોભા. તેનું પવીત્ર ઉંચું કરેલું કાંન્તીવાન મુખારવીંદ, પૂર્ણીમાના ચંદ્ર સમાન તેજોમય લલાટ અને આકાશ તરફ ફેંકેલી નીર્મળ નજર, એ સઘળું જેમ ઢળતી જગ્યાપર પારો મુકવાથી સરસ શોભા સાથે સરે છે તેમ વીકાશેલા મુખમાંથી પોતાનો બચાવ થવાનો છે તેની આગળથી ઉપકારની સ્તુતી કરે છે.

( નાથ કેસે ગજકો બંધ છોડાયો. ) એ રાહ.

પ્રભુ દેવ ભોળા, નીરંજન સુણો;
હાંહાંરે નાથ સૂણો (૨) પ્રભુ દેવ ભોળા નીરંજન સૂણો. ટેક.
એક અજાને સો ખાટકીયો, ઘેરીને રાખેરે હાથ;
તેમ આ કપટીના પાસે પડ્યોછું, સાહ્ય કરો દીનાનાથ. પ્રભુ૦
દુષ્ટોને મન દયા ન આવેને, કમળાનંદ છે ભોળો;
માટે પ્રભુજી ચક્ષુ ઉઘાડો, તેથી નરે' ચીત ચોળો. પ્રભુ૦
રાવણ રામ રૂપે ઝટ માર્યોને, કંસ હણ્યો કૃષ્ણ રૂપે;
તેવી રીતે આ દુષ્ટોને મારો, તો દીલડુ મુજ રીઝે. પ્રભુ૦

( બેત. )

સુંણ કમળાનંદ જે કહું, મરૂ અન્યાયે આંહ્ય;
તેહ દશા તા'રી ખરી, ખચીત સમજ મન માંહ્ય.

**વિલાસાનંદ**—ભગવતીયા ! હવે ર્‌હારૂ ટાયલું જવાદે અને સાવધ થઈ લે આ સદાને માટે શીખામણ—

( ખડ્ગ ઉગામેછે. )

**ભગવતરાય**—એ—એ—એ—એ—એ—

( ન બોલવાથી તાળી પાડે છે. )

**પ્રમાણીક**—( સાથેનાં માણસોમાંથી આગળ નીકળી આવી ) અલ્યા કમળ ! આજ અહીં આટલી બધી ધામ ધુમથી મ્હારી રજા વીના ક્યાંથી અને શું કરવા માંડ્યું હતુ ? શું તને દીવસે દીવસે છુટ આપતા ગયા તે આ રસ્તે લગાડવાને કે ? આ મીત્ર કરી આપ્યો હતો તે પાલવતો નોહોતો કે ડોળ ડોળ મિત્રો ઘાલી ઘર ગધેડે ચઢાવ્યું ? હરામખોર ! આવા સારા આદમીની જીંદગીને તુ આજે ભારે ધોકો લગાડવા જતો હતો. ઠીક થયું કે હું આવી પોહોચ્યો નીકર આ બાપડા સાધુ પુરૂષની શી વલે થાત ! ઉમ્મર તો મોટી ગધેડા જેવડી થઇ ને હજુ શરમ

નથી આવતી ? મેર નફટ ! ધીક્કાર છે તારા જીત-
તરને અને અવતાર બંન્નેને. ક્યાં ગયો પેલો કાળ-
મુખો વીલાશીયો ?

વિદુષક—પોબારા ગણવાસ્તો—

કમળાનંદ—પીતાજી ! કહોછો તે ખરૂંછે. હું અભાગીને
અગાડી કાંઈ સુઝયું નહીં અરે ! દગાખોર વિલાસા-
નંદ તો એકલો નહીં પણ અરે ! બંન્ને સાથે નાશી
ગયાં. હુતો તેમના કપટ ભોળપણથી કાંઈ સમજ્યો
નહીં અને માર્યો ગયો. ભલા બીચારા ભગવતરાયને
ન માંનતાં ખુબ પીડયો અરે તેને માટે મારી શી
વલે થશે ? પિતાજી ! માણસ માત્રની એકવાર તો
ભૂલ થાયછેજ. એર ! જે થયું તે ખરૂં. પણ આ-
ટલો ફેરા તો માફ કરશો. ( પ્રમાણીકરાય જાય છે. )
(સ્વગત) હવે એ દુષ્ટોને સત્વર પકડી સખત શીક્ષા
કરાવી હોય તોજ નીરાંત વળે (પ્રકાશ) ભાઈ ભગ-
વતરાય ! હવે તને માહારૂ મોંહેડું શું બતાવું ?
તારી સત્ય સૂચનાનો સત્કાર ન કરતાં મેં અભૂજે ઉ-
લટું તાહારૂ બેહદ અપમાન કર્યું; પણ ભાઈ ! તું
શાણોછે માટે હું મુર્ખનાં પ્રથમ વચનો સામું ન જો-
તાં બંને દગલબાજોને સજા કરાવવામાં સાહ્ય થઈશ?

વિદુષક—ભાઇની આંખો બોચીયે ગઇ હતી તે હવે તો
પાછી ઠેકાંણે આવી ખરી. ભાઈ ભગવત ! શું જોઈ
રહ્યો છે ? કાઢ ખાસડું ને ઠોક માથામાં ધબ લઇને—
ઠીક લાગ આવ્યો છે. ફરી ફરીને નહીં મળે—જોયો
વિલાસાનંદનો વિલાસ. પાપનો ઘડો તે ફુટયા
વીના રહે ? આજ નીતિની શીખ કેવી અગાડી
આવેછે. આર્ય બાંધવો ! અનીતિના અંધારાના ચ-

સમા કાઢો અને જુઓ નીતિના જયની શરૂઆતનો પ્રકાશ કેવો તેજ મારી રહ્યો છે ! જુવાનીયાઓ! હસી રહ્યા અને જોઇને ખુશી થઈ રહ્યા હવે તો રડો કારણ કે વૃદ્ધોને પસંદ નીતિનો જય હવે દેખાશે માટે ધારીને જોજો હવેથી-કમળાનંદ ! હવે કેવી ભાઇની સાહ્ય મંગાયછે—અવળા રહીને !

ભગવતરાય—કેમ ભાઇ હવે—!

કમળાનંદ—ભાઇ શું માહારે મોઢેથી કેહેવડાવે છે ? સાચો મિત્ર તો તુંજ નીવડયો. અરે ! એ લોકોએ મારી નજરબંધી રૂપી અંધેર પછેડો નાંખેલો તે હવે આ થવાથી ઉડી ગયો હવે બધુ માલમ પડયું. અરે બાંધવ ! આટલું તો તારી પાસેથી આપતે ન આપતે પણ ગમે તેમ કરીને દયાની ખાતર માગી લઉંછું કે કૃપા કરી મને દુષ્ટોને માટે મદદ કર. કેમ ! કરીશકની ?

વિદુષક—હવે તો આડા રહીનેસ્તો. ગરજ વખતે ગધેડાને બાપ કેહેશે તેમાં નવાઈ શી ? પાછળ બુદ્ધીયાને પ્રથમ સુઝયું હોત તો આમાંનું કાંઈ પણ થાત નહીં. ભલે બાપા. ઘણી ખંમા !

ભગવતરાય—ભાઈ તું કેહેછે તે ખરૂં, પણ એટલી સરતે કે તાહરા પીતા અને હું બંને ઉપર પુર્ણ ભરૂંસો આવે તો બીજા કરતાં વધુ વિશ્વાસ રાખવો.

વિદુષક—ભાઇ ! એકવાર કે સાઠવાર. બાયડી ગઈને આબરૂ ખોઇ ત્યારે ઉંઘમાંથી આળસુ ઉભા થયા. તોપણ ન માંમા કરતાં કાંણા માંમા ઠીક છે.

કમળાનંદ— ( ગઝલ. )

લેને મુજ વચંનછે, મુજ પ્યારા મિત્ર આવાર;

કરવું મા'રે કામ નહી, શીખ તુજ વીણ નિરધાર.
હવે ઘણો પરિતાપ પાંમુ, સંભારીને નાંમ;
પણ હું ભોળાને ભમાવી, કર્યું નકટે એ કાંમ.

**ભગવતરાય**—( છાતીસરસોદાબી. ) પ્રિય મીત્ર! બસ. બસ. તાહરા પશ્ચાતાપની હદ આવી! હવે જો સમજી જઇશ તો બહુ થયું છે. ખરેખર, એથી તાહરો ભાગ્યોદય નજીક આવશે. ભાઈ હવે વીલંબ તજી ઝટ ચાલો. દરબારમાં જઈ અરજ ગુજારીયે.

**કમળાનંદ**—હા ભાઈ! ચાલો ત્યારે. તમારા ઉપકારના તો સીમાજ રહી નથી. પણ લાચારછું કે હું કમનસીબ નીકળ્યો.

**ભગવતરાય**—બસ ભાઈ. આ ભારે વખાંણ ને હું લગાર પણ લાયક નથી પણ ચાલો હવે ઝટ. વાર થાયછે.

**કમળાનંદ**—સુજ્ઞ પુરૂષ તે આત્મપ્રશંસા કરેજ? પણ પરગજુ ભાઈ, ધન્ય છે તને કે મા'રા કાંમ માટે તને આટલી ઉતાવળ છે.

**વિદુષક**—અનીતીના પ્રેમના કોયલા ઉડતા જુઓ અને તેની વચમાં બકારી મારી જતા નીતીના તેજના ખુશાલીમાં ધ્યો આ ફુલો. ભાઇયો! હવે અમે વરઘોડાનું સાજન એકઠું કરી વેન્હેરાજાને માંડવે વિલાસકાંમાને પરણાવવા જઇએ છીયે માટે સલામ, સલામ. સલામ!!!

( પડદો પડેછે. )

---

# દર્શન ૬ ઠું.

## સ્થળ—રાજ્યદરબાર.

કમળાનંદ...ચંદ્રસિંહ—વિવેકવર્મા . છડીદાર... જમાદાર.

કમળાનંદ—(છડીદારને વીંટી આપી) રાજાજીને જાહેર કરો કે કોઈ ફરીયાદી ફરીયાદને માટે આવેલો છે.

છડીદાર—(ખુરશી આપી) આપ પધારો. હુંતો આ જ-ઇને આવ્યો. ભાઈ! (ભગવતરાયને) આપ પણ આ બાસ્ટીલ (બાંક) પર બેસો. (રાજા પાસે જ-ઇ) રાજાધિરાજ! કોઇક નાંમાંકીત શેઠના કુમાર ફરીયાદીને માટે આવેલા છે. હોદ્દા પ્રમાણે સન્માન થવા ઘટીત છે માટે આજ્ઞા હોય તો આપની પવીત્ર સેવામાં હાજર થાય.

વિદુષક—વાહ! શું અંધેર ? રાજ્યદરબાર કે રાંણીજીની ખુદ કચેરીયોમાં પણ પૈસાને આટલું માંન. મારા જેવો ગરીબ હોય તેને તો બે ધપ્પાસ્તો.

ચંદ્રસિંહ—આવવાદ્યો.

વિદુષક—વાહ! શાં અલીઝાં કારખાંનાં? રાજાને તો કાંઈ ગણત્રીમાંએ નથી. શેઠ આવ્યા તો નાંખો વખારે તેમ આવવાદ્યો અને મારા સાળા આંમજી બાંમજી ભદ્દાચારને ચેનાંમેનાં કરવાનું. ઓ બાપજી રાજા સાહેબ! મને પણ નોકરી આપો તો હું પણ આવા તેવા આવે તેને ફોલી ખાઉં.

——બોલો ભાઈ! શું કેહેવાનું છે.

(સાડેતીન પૈસે એક મીછલી ના બેચુંગી) એ રાહ.

કમળા—રાજા અરજ કરૂંછું સાચી, લેશો આપ માંનીજી;
લેશો આપ માંનીજી, (૨) રાજા અરજ કરૂંછું સાચી;
લેશો આપ માંનીજી. ટેક.

શેહેર વીશે રાજા હું રહુંછું, નાગર કેરી ન્યાત;
દ્રોહી મિત્ર વિલાસાનંદે, દગો કર્યો મુજ સાથ. રાજા૦
મૈત્રી દ્રોહ કરી ઘણોએ, કપટે ચાહ્યો ખાસ;
મુજ પત્નીને ભમાવીને, પછી છોડ્યો શેહેર નિવાસ. રાજા૦
મા'રા ઘરની જણસો લઇને, નાઠો દુષ્ટ કઠોર;
માટે પકડાવીને વેગે, સજા કરો અતિ ઘોર. રાજા૦

**ચંદ્રસિંહ**—ભાઈ! બીલકુલ ગભરાશો નહીં. પ્રધાનજી! આ હકીકતની જાંણ થઈ તેથી ગુન્હેગારોને શોધ કરી પકડવા સારૂ દસ સીપાઈ અને એક જમાદારની આંમને મદદ આપો અને હુકમ કરો એ સીપાઇઓને કે તેઓને શોધીને પકડવામાં તમારી ખરી ફરજ બજાવ્યા શીવાય પાછા આવ્યા તો તમને બધાને એક પછી એક ગરદન મારવામાં આવશે.

**વિદુષક**—હ્યો વળી. અહીં તો તરત દાનને માહા પુન્ય છે. પણ હોયસ્તો કારણ કે The royal will is the royal law. ધન્ય છે આવા જનોનું દુઃખ જાંણનાર મહા પ્રતાપી રાજ વંશીને.

**વિવેકવર્મા**—જમાદાર સાહેબ! રાજાજીનો હુકમ સાંભળ્યો તે સત્વર અમલમાં આંણો.

**જમાદાર**—બહુસારૂ સાહેબ.

**ચંદ્રસિંહ**—મારા વાહાલા વજીર! હવે છ વાગી ગયા છે અને કચેરી માત્ર ફરીયાદીની ખાતર વધુ બેઠી માટે બરખાસ્ત કરો.

**વિદુષક**—માહારા વાહાલા પ્રધાનજી કેહેવાથી ફુલશો નહીં કારણ કે રાજા તો વીફર્યા તે વખતે કોઈના નહીં. આજ મેહેરબાંની તો કાલે ગેર મેહેરબાંની, પણ શાંણા પ્રધાનજી એવાતો છેજ નહીં. જેમ "અગ્ની-

હોંની અગ્નીને ઘી રોજ આપે છે તોપણ ગફલત થયે તેને દઝાડ્યા વીના રેહેતો નથી તેમ ગમે તેવા રાજા પ્રસંન તોપણ માથુ કાપીનેજ પાઘડી બંધાવે".

વિવેકવર્મા—આગ્ના માહારાજ.

છડીદાર—નીઘા રખે મેહેરબાંન! રાજાધીરાજને ઘણી ખંમ્મા૦ ૦ ૦ ૦ ૦

(રાજા વીગેરે સર્વે જાયછે.)

(પડદો પડેછે.)



# कुमित्र दर्पण.

પાત્ર.

## અંક ૪ થો.

ચંદ્રસિંહ.................................રાજા.
વિવેકવર્મા.................................પ્રધાન.
કમળાનંદ.................................પ્રમાણીકરાયનો પુત્ર.
વિલાસાનંદ.................................}
ભગવતરાય.................................} બંને મિત્ર.
વિદુષક.................................મશ્કરો.
જમાદાર.................................સીપાઇઓનો ઉપરી.
તુરંગાધીશ.................................કેદખાંનાનો ઉપરી.
છડીદાર.................................નકી પોકારનાર.
ગેંદાલ.................................લુંટારાની ટોળીનો સરદાર.
કામાગવરી.................................કમળાનંદની સ્ત્રી.
અપ્સરા.................................દેવ લોકની ગુણકા.

લુંટારાની ટોળી, સીપાઇયો, જોવા આવેલા લોકો.

# દર્શન ૧ લું.

## સ્થળ—અરણ્ય.

વિલાસાનંદ...કામાગવરી...વિદુષક...ગેંદાલ સાથની-લુંટારાની ટોળી.

વિલાસાનંદ— ( ગઝલ. )

( ચંદ્રમુખીને એકલી, છોડીને હું આવ્યો અહીં. ) એ રાહ.

હોઓઓઓ ! દયાનીધી, વંન ભયાનક બહુ;
અરેરે ઝાડ દીસતાં, રાક્ષસો જેવાંજ સૌ. ટેક૦
જોડા જોડ ઉગીયાં, આંખથી દેખું નહીં;
ત્રાશી જાઉં તંનમાં, ધૈર્યતા તુટેજ સૌ. હોઓ !
હરાવી નાંખતીજ હ્યાં, રાત્રી અંધકારને;
અમાસ કૃષ્ણ પક્ષની, પેઠે તો એ થાયે ખરૂ. હોઓ !
ઘુમટ તો થયો ખરો, ઝાડના મળવા થકી;
મૂજ મુસ્તક ઉપરે, એક બીજા મળ્યાં સહુ. હોઓ !
હાય ! હાય ! જીવતો જશે, કેમ રે'શે દેહમાં;
સર્પ ઝાડો ડાળીએ, દોરીની પેઠે જોઉછું. હોઓ !
ફૂંફવાટા ભયંકરો, સાંભળી ધ્રુજુ હું બહુ;
ગુંચળાં ગુંચળાં થઈ, જુદી જગ્યાએ દેખુ હું. હોઓ !
જોર બંધ રીંછરે, કાળુએ ભૂતના સમું;
દોડીને વેર વાળવા, આવતું હું દેખું ખરૂં. હોઓ !
હાય્ ! હાય્ ! કેવી આકૃતી, આંખ મોટી કારમી;
હાય ! ખાશે એ મૂજને, જાઉં ક્યાં નાશીજ હું. હોઓ !
કપીયો ખૂબ જોરથી, ડાળી ડાળીએ કૂદતાં;
મો'ટી જેની છે આકૃતી, સાદ ભયંકર બહુ. હોઓ !
દાંતીયા ચોશ એમની, કાળજાને કોરે ઘણી;
ધ્રુજાવી નાંખે હાડને, દીલથી છળી મરજ હું. હોઓ !

અજગર આમછે પડયો, કેની પાસ જાઉ હું;
પાટડા પેઠ તો પ્રભુ, જોઇને પાછો હું પડુ. હોઓ !
ધુ ધુ ધુ ધુ ધુ ધુ કરે, ઘોર શબ્દ તો નદી;
પર્વતમાંથી નીકળી, વેગી ચાલે ચાલતી. હોઓ !
તોફાન ખુબ એ કરે, માતેલા સાંઢ માફકે;
કિનારાને પલાળતી, શીતળ પાણીના વડે. હોઓ !

**કામાગવરી**—ખાધી! ખાધી! ઓ બાપરે,વાઘ આમ આવતો;
ધાયો ધાયો મ્હારી કને, કાયને પાડવા જતો. ખાધી !
વીક્રાળ આંખ તેજી લાલ, ક્રૂરતા જણાવતી;
જડબુ દાંત આકૃતિ, ખરે ખરી ડરાવતી. ખાધી !
પંઝા ડરામણી રીતે, ઉપડે છે એ આજતો;
ચમ્મર પુંછ પીઠને, કરી ડરાવતો મને. ખાધી !

**વિલાસાનંદ**--(ગાભરો ગાભરો) ઓ મારા બાપ! ખાધો-રે ખાધો ! ઓ રાંડ કૂતરી ! મને જવા દે. મરી ગ-યોરે! મને શીદ ઝાલી રાખેછે? મુઓ રે બાપ ! (ઝાડ ઉપર ચઢી જાયછે).

**વિદુષક**—હાશ ! હવે ખીસકોલીના જેવી કેવી ડાફરો મા-રવી પડે છે વગર મોતે ધ્રુજારો થાય છે ને લે મેલ કરવી પડેછે તેમગાભરી ગાભરી આમ તેમ દોડે છે ? બોલાવ તાહારા વિલાસાનંગને? જાણતી નોહોતીકેઃ-
"મુખ મીઠાંને મનમાં કપટ, સ્વાર્થતણી સગાઇ છે,"

**કામાગવરી**—(એક હાથને છેટે વાઘ જોઇને) ઓ મા-હારા બાપ રે ! (ઝાઢ ઉપર ચઢી જાય છે).

**(બારમાશી).**

કેવો વ્હાલો સ્વાર્થ પોતાનો, મુકી મુજને ચાલ્યોરે; ટેક૦
ઘરબાર આબરૂ સર્વ મેલી, આવી જેની સાથેરે;
ગરજી બનીને છોડી ચાલ્યો, લાજ નહીં કંઈ માટેરે. કેવો૦

વ્હાલો સૌથી જગમાં સૌને, સ્વાર્થ પોતાનો સાચોરે;
તો પછી શું કેહેવાનું રહેલું, વાંક કરમનો મ્હારોરે. કેવો૦

**વિદુષક**—હજુ કાંઈ વાંક સુઝે છે ? સાંનો સુઝે ? બારમાશીની છમાશી ગવાશે એટલે બધુએ સુઝશે. અરે ભગવાન ! આ વાઘ તે કેવો મૂરખ હશે કે આ વિલાસ કામાને ન લઈ જતાં બાપડા દુર ઉભેલા નીરઅપરાધી હરણને ખેંચી ગયો ?

**કામાગવરી**—( ઉતરતાં પગ ખશી જવાથી હેઠળ પડીને ) ઓ મ્હારા બાપરે !

**વિદુષક**—( લમણે હાથ દઈને ) મણની છ પાંચશેરી થઈ ગઈરે બાપ !! ગાઓ હવે નીરાંતે છમાશી અને કરો તમારી છમાશી.

**વિલાસાનંદ**—( ઝાડના થડીયામાં સાપે વિલાસાનંદના ઉતરતાં થએલા ખખડાટને લીધે ફુંફવાટો મારવાથી ) ખાધો મ્હારા બાપ ! (પડેછે) હાય હાયરે !

**વિદુષક**—લએ કાંણીયા લત્તોજા. હાય !! મોંકાંણ મંડઇ ગઈરે બાપં ! ( આંખો ચોળતે ચોળતે ) પાપનાં ફળ મળેછેરે ભાઈ ! કેહેને હવે કેઃ—

**"રંડીકેયાર, સદા હુંશીયાર, મુખમલકે બીછાને ફુલોકે હાર."**

**ગેંદાલ**—( ઝાડીમાં અવાજ થતો સાંભળી ) અલ્યો ! હાંભરોછો કે ! ઓલી ગમથી ચ્યેંાઈ હાદ હંભરાયો- લ્યા ! હીધાં પાચ્યાં ખરાં ! અલ્યો હેંડો.

**વિદુષક**—( કામાગવરી તથા વિલાસાનંદને ) હવે તમારી નોકરી કરનારા સીપાઇઓને બોલઇ આવું કે સુતે સુતે શીરો ખવરાવે ને જન્મારાની ખો ભૂલાડે.

**આખી ટોળી**—અલ્યો ! ઓ પેલો બોમણો જાય, પકડો

એને ને જોવરાવો ટેપણું.

વિદુષક—આ આ૦૦૦ ખ્ ખ્ા ? નાશ મ્હારા બાપ.

૧ લો—( ડાંગ ઊંચી કરીને ) ઉભોરે કે મારી હાહુના દીઊ !

વિદુષક—આ ઉભો બાપજી !

૨ જો—અલ્યા બરાંમણ ? ટેપણું જો. આજ મળહેકે એમ ?

વિદુષક—જાઓ મારા બાપલીયા ! ત્યારના એમ નોહોતા પુછતા ? આ ઢન, મકેડ, કુંભ, શોમ, વરખ, ભોમ, કોડ, બાપલીયા ! નકી, ઓતરા મુખે તમોને મળશે ! બારમણનું વચન કદી પાછું ફરવું હમજવું નહીં. તો રામ ! રામ ! કશનનું નામ કરો ! પણ ભાઇશાબ કોંઈ દખણ્યા ?

૩-૪-૫—( ડફણાં ઊંચા કરી ) માહરો હાહરો ડફણા માગવા આવ્યો છે ! લે લેત્તોજા—

વિદુષક—અરે બાપજી ! પોહોચ્યો.

ગેંદાલ—અલ્યો ! મરો માહરા હાહરા ! આ હું કરોહો ? બેહ બેહ બરામણ. મળહે તો એકવીહવાર તાહારી દખણ્યા. બેહ અહીંયાં અમે જઇ આપયે તહાં હુધી.

વિદુષક—આ— ( ઢાળ. )

વાદળ ચાલ્યું ડાંગો કેરૂં, હવે નહીં કંઈ વાર,
પૂજા થાશે સારી પેઠે, દાઝયા ઉપર ડામ,

ટોળી—અલ્યો ! અલ્યો ! પેઓલાં બેપડ્યાં. બાપડી તો હારીસે. ઘરેણાં તો અધ્ધ્ધ્ !

વિલાસાનંદ—ઉભારો પમારીમાના નાગામારૂ પમારીની.

ગેંદાલ—માહરો હાહરો કુંભારના ટપલાની પેઠે ટપ! ટપ! ટપ! લે લેત્તોજા !

૨.—કાકા રહીજીયો—(દોડતો જઈ ગડદા પાટુ મારેછે.)
૩.—અલ્યો! મારો ભાગ લે! (થપ્પડ મારેછે)
૪-૫—માંમા ખા ગઇ! દીધેજ પાર. અલ્યો શું જોઈ રહ્યા-
સો? આવો ને રાઈ રાઈ જેટલા ટુકડા કરી નાંખો
હાડીઆને!

**વિદુષક**—કરો બોરકુટ એતો! વિલાસાનંગ ભાઇ! શીરો ને
પૂરી ને ખાટલો ને પ્યારી! બધુંએ મળ્યું કને?
**વિલાસાનંદ**—(પડ્યો પડ્યો) અરે! રે! (ડફણાં પડવાથી)
એ બાપ રે! ભાઈશાબ મુલ્યો.

**વિદુષક**—એમ ત્યારે. અમે ક્યારના બુમો પાડી મરેતાતા
કે "**રંડીકે યાર, સદા ખુવાર, ચાસકે બીછાને જુતીકે
માર**" એ કાંઈ ખોટું કે? (દયા આવવાથી) અલ્યા
ભાઇ! આનાં કરતાં પણ ઠીક છે.
**ટોળી**—અલ્યો! બરામણ ઠીક કહેછે. હેંડો.
(વિલાસાનંદ પાસેના ઝાડની બખોલમાં પેસીજાયછે)
**કામાગવરી**—દીસતારોને. માહારા રોયા ફાટીપડ્યા! તમા-
રી માઓ બેનો ક્યાં ગઈછે તે અહીં આવ્યાછો?
**ટોળી**—લે તને બતાઈએ (ઠોકવા માંડેછે.)
**વિદુષક**—હાશ! હાશ! શીરો ને પૂરી ને પ્રાણનાથને પ્યારા
પ્રિતમ! લે લેતી જા! વધારે જોઇએ છીએ? જાંણતી
નોહોતી કે?
"**ઇશક, બીશક, ખાંશી, ખીશક, ખુન, ખાન મધુ-
પાન, ઈતને છુપાયે નવ છુપે, પ્રગટ હોય નિધાન.**"
**૧લો**—અલ્યો પેલો ક્યાં જીયો? ઓય મારા બાપ! નાહીજ
તાં તો ભાર્યો નથી. એતો દેવની પેઠે અલોપ થઇ
ગ્યો! નાહો નાહો મારા બાપલીયા! મારી બાહે!
(સર્વે નાસી જાયછે.)

વિદુષક—હાશ! કાળજે ટાઢક વળી ગઇ બાપ! આજ છબી બેશ ચીતરાઈ છે! ભલા ભગવાન! આવાંને આવી રીતે દરરોજ ફુલ ચઢાવનારે મેળવજે! ભાઈ હજુતો પડ્યા રોહો બા! ઠાઠાં ઠીક કરો! (શ્રોતાજન પ્રત્યે) અનીતિનું સુખ જુઓ અને કરો તો રૂઓ.

(પડદો પડેછે)



## દર્શન ૨ જું.

સ્થળ—અરણ્ય.

કામાગવરી...વિલાસાનંદ...વિદુષક ..અપ્સરા

કામાગવરી—ઓહો! અત્યારે માહારા બાપને હું સાંભરતી હઇશ? અરે! હું અભાગી શાની સાંભરૂં? હવે અત્યારે ક્યાં જઊં? ચોગરદમ ખાવા ધાય છે. અરે! બાપડા વિલાસની શી વહલે થઇ હશે? અત્યારે હું એને ક્યાં સોધું? (પેટ તરફ જોઇને) અરે બાપુ! તું અત્યારે કાં પીડા કરેછે? શું તું દુઃખમાં દમવા ધારેછે? તારે તો હજુ ઘણું દુઃખ સહન કરવાનું છે. અરેરે શરીર! શું તું હજી દમવા ધારેછે? પણ ધીક્કાર છે તને કે મને આવા દુઃખમાં (પ્રેમ બંધાવીને) તેંજ ફસાવી પાડી. ચાલ, ચાલ, દયા કરીને ચાલ. અને જલદીથી તાહારા પ્યારાને શોધી કાઢ. શું તેનું દુઃખ તાહારા વિચાર ઉપર આવતું નથી! શાંણા શરીર ચાલ ઉઠ. અરે પ્યારા પ્રિતમ—

(રાગ સીતાજીના મહીનાનો.)

કંદર્પ કાન્તિ આપ, છબી ચળકી રહી,
થાએ જોતાં અન્યને નેહ, ડરી હુંતો ગઈ.
પ્યારાજ શોભે આમ, ધીરજ મન નવ ધરૂં,

જળ વીન મરે મીન જેમ, તેવી રીતે મરૂ.
ચાત્રક તલસી પ્રાણ, ખૂએ વરષા વીના,
તેવી રીતે જશે મૂજ પ્રાંણ,પ્યારારે ત્હારા વીના.
ઈંદુ વિના જેમ રાત, અકારી રે લાગતી,
તેવી રીતે રહી હું આંહ્ય, કહુ વાંણી ખરી.

વિદુષક—હજુ અનીતિ મનમાં ધુમાયછે ખરી. ઠીક ત્યારે જુઓ હજુએ વધારે ફજેતીના ફાળકા.

વિલાસાનંદ—અરે રે!! અત્યારે ક્યાં જશ! રાતતો મને ખાવા ધાયછે પણ જોઉ જોઇએ જરાએ અજવાળુ થયું છે (બખોલમાંથી જોઇને) ચાલ, ચાલ. ઓહો ફાટવા આવ્યોછે તો ખરો પણ પ્યારી પ્રિયાનો શોધ ક્યાં લાગશે? ખરેખાત વાઘના પંઝામાંથી સંભાળી નહીં લેવાથી માહારા ઉપર તે ક્રોધાયમાન થઈ હશે. અરે! તે બિચારી ક્યાંએ ધુળમાં રવડતી હશે? પણ ચાલ. જોઉતો ખરો. નહીં મળેતો ખેર. હું માહારે રસ્તે પડીશ. હું તેને સોધવા જાઉતો વળી કાંઈ સપાટામાં આવી જાઉં, માટે મને તો નાસવાદે. એનું લાગ્યું એજ ભોગવશે.
(જાયછે.)

કામાગવરી— (રાગ પ્રભાતીયાનો.)

સરસશોભાઅહીંસ્વર્ગ પૂરી તણી,ખામી જેમાં નહીંતોજરાએ;
સૂર્યપોતાતણું મૂખ છુપેલજે,વાદળાં ગોદડાં કેરી માહે.ટેક.
પ્રેમી પોતાતણા પક્ષ ખુશીથવા,પ્રેમ દીલે ધરી બ્હાર કાઢે;
પક્ષખુશી[૬]થતા[૩]બાપને[૪]નીરખી,[૨]છોકરાં[૧]જેમનીજમૂખકાઢે.સ-
રક્ત વાદળથયું પૂર્વદીશામહી, શોકી દીનરાય જોઈ અતીશે;
પૃથ્વીપ્યારીતણોવીરહથાવા થકી, પનીયેઇચ્છતી જે વિશેષ.સ-
વાયુ ફુલ છોડજળઊપરેથી જતાં,શાંતી સૂગંધીમય જે બનેલો;

અહ:સૂખીબનુ કેવી મુજને મળે,દેહને પ્રેમી સંભાળનારો.સ-
**વિલાસાનંદ**—અહાહાહા! જે રત્નને માટે હું શોધતો હતો
તે અહીંયાંજ રખડેછે? ચાલ, ચાલ, એ રત્નની ભેટ
તો લઉ (ખભો ઝાલીને) અરે કોણ? પ્રીયા? ઓહો
હોહો! (બાથ ભીડી બેભાનીથી ગબડી પડેછે)

**વિદુષક**—નમો નારાયણ ભગવાન વાસુદેવ. ફરી પણ મં-
ગળાનાં દરશન થયાં ખરાં કેમ ભાઈ બોલાવું કે
દસબાર જણાને? હેંડો કુવેશ્વર લઈ જઉ!

પરી— **(ઠુમરી ભૈરવીની ધુનમાં)**

"કહાં પાઉં કહાં પાઉં યાર રે મૈં. અંતરા.
યારકી છાઉં નજર નહીં આવત;
ઢૂંઢત હૂં સનસારરે મૈં; કહાં પાઉં.
કારે કહું કીત હીરન જાઉં;
સોચન હૂં બાર બારરે મૈં. કહાં પાઉં.
સપનેમેં દિલદારકુ પાકે;
ચોંક પડી ભન સારરે મૈં. કહાં પાઉં."

**વિદુષક**—ઓત્તારી! વળી આ શું? અલી કામા! આ
તારી શોક્ય આવી. હવે ભાઇને ખબર પડે એટલે
પછી તારા પ્યારા પ્રીતમની પાસે ત્હારાં પીટીયાં લે-
વડાવું.

**વિલાસાનંદ**—(પરી જોઈ વીહ્વળ મનથી) **(આઠ)**

શોધમાં હું ફરૂં પ્રીયા, તુંજ પ્રેમરે ધરી. ટેક.
થાક્યો હું છેવટે ફરી શોધ લાગીના,
પ્રેમનીરે પીછાણનારી, પ્યારીરે વડી. શોધમાં.

**કામાગવરી**—પ્રાણનાથ! પ્રાણનાથ! શું કરોછો? અરે
કોને મુકી ક્યાં વળગવા જાઓછો? તમે જેની ખો-

ળમાં જાઓછો તે એ નહીં પણ એતો હું તમારી પ્રીયા પછાડી છું.

**વિદુષક**—શું ધરામાં નાંખવી છે? હમણાં પછાડી નાંખશે.

**વિલાસાનંદ**—ખસ, ખસ, તું તાહારે રસ્તે ચાલી જા, બસ. તાહારે માહારે સલામ છે.

**કામાગવરી**—પ્રાણનાથ! વીચાર કરો શું બોલોછો? પારકી હવેલી દેખી પોતાનું ઝુંપડું પાડી નંખાય?!

**વિલાસાનંદ**—હા! હા! મળતી હોય તો પાડી નંખાયજ. હવે તાહારા જેવી ભુતડીને માહારી પાસે રાખી શું કરૂં?

**કામાગવરી**—શું તમે તે દહાડે આપેલું વચન ભુલી ગયા? શું બોલ્યું ન બોલ્યું કરવા બેઠાછો?

**વિદુષક**—આવા કામમાંતો એ વાત પલકારામાં.

**વિલાસાનંદ**—તું અત્યારે આડાં ડોઢાં શબ્દો લાવી વાર ન કર મારો હીરા તુલ્ય વખત નકામો જાયછે. મે તને કોઈ દહાડો વચન આપેલું હોય એવું મને કદી પણ સાંભરતું નથી.

**વિદુષક**—બાપ! આવી વખતે તો સાંભરે. આ વખતે તો સાંભરે તોએ ના કહીએ.

**કામાગવરી**—પ્રાણનાથ! આપની યાદ ધાસ્તીમાંથી જતું રહ્યું હશે. જુઓ, મારી અગાશીમાં આપણે ચંદની રાત્રે બેઠાં બેઠાં વાતો કરતાં હતાં તે વખતે બે જાતનાં કુંડામાં ઉગેલાં ફુલો જોઇને મેં પુછ્યું હતું કે તમારા હાથમાં એક ફુલ આવેલું હોય તે શીવાય સરસ ફુલ કોઇ આપે તો તમે પેહેલું મળેલું ફુલ છોડી દ્યો? ત્યારે પ્રાણનાથના પ્રેમી મુખમાંથી શબ્દો નીકળેલા હતા કે "તું પ્રીયરૂપિ ફુલ કરતાં કો-

ઈ બીજુ ફુલ મળે તોપણ તને છોડી દઉ નહીં પણ અરે! શક શાને રાખેછે તારા કરતાં કોઈ વધારે ઉત્તમછેજ નહીં."

**વિલાસાનંદ**—સાળીને ઉટંગ બાંધતાં કેવા આવડે છે! હું શો! વાતશી! કોઇ ન્હાડો અગાશીમાંતો બેઠાં નથી! અરે કદાપી બેઠા હઉ તોએ તાહારા શબ્દોમાં વચન આપેલું ક્યાં છે? કુતરીની પેઠે લવ લવ વધારે શાની કરેછે? તને એકવાર કહ્યું કે તું તા'રે રસ્તે ચાલીજા! મને બોલાવીશ નહીં! તોપણ નફટની પેઠે મને વળગતી આવેછે! ખબડદાર જો તું માહારી સાથે બોલી તો—

**વિદુષક**—( દાંત કચરડીને ) હાય!

( શાર્દુલ વિક્રિડીત છંદ )

મીઠા બોલ મધુરછે તુજતણા, રૂડા નહીં એ હવે;
લાગે ખુબ કઠોર હાલ કરણું, દીઠી પરી તે સમે—
( શ્રોતાજન પ્રત્યે ) ભાઇયો! યારનો પ્રેમ જુઓ! અત્યારે પ્રેમ કેવો વીસરી જવાય છે? અનીતિએ પોતાનું રૂપ કેવું પ્રકાશ કર્યુ છે. પ્રિય ભગીનીયો! આ જુઓ! ખ્યાલ કરો! અને ખચ્ચીત સમજો કે જો તમે નઠારે રસ્તે ચાલશો તો તમારા યારો તમારા કરતાં શરસસ્ત્રી જોઈ આવી રીતે તજી ચાલ્યા જશે અને એક પુરૂષથી ચઢીયાતો પુરૂષ જોઈ સ્ત્રીયો પણ પોતાના ઘરમાં યારોનાં હાંલ્લાં થાક્યા વીનાં ખડક્યાંજ કરશે માટે નીતિની નિશાળે બેસો.

**કામાગવરી**—પ્રાણનાથ? આવાં અઘોર જંગલો તમારી ખાતર બેઠ્યાં તે શું આંમ એકલો રખડવાને વાસ્તે? આવું કાળજુ કઠણ કેમ કરોછો? શું પ્રીતિ દેવી તમારા હૃદયમાંથી નાશી ગઇ છે? તમારો પ્રેમી

જીભ કેમ અટકતી નથી? વીચારો વીચારો! સારૂ નથી કરતા! દાસીને દમવું દયાજનક દેખાતું નથી?

વિદુષક—અરે અત્યારે દમવું તો એવું વ્હાલું છે કે બસ!

વિલાસાનંદ—શું તારૂં મોત ભમે છે? એકવાર કહ્યા છતાં પણ હજુ માનતી નથી! શું તને મર્ણ વ્હાલું લાગે-છે કે મને વધારે છેડે છે?

કામાગવરી—(શીતાજીના મહીનાનો રાગ.)

ધન્ય ધન્ય માહરૂ ભાગ્ય, યાર હાથ હું મરૂં;
મળ્યું સ્વર્ગ તણું મને સુખ, થયું દુઃખ સઉ પરૂ.
એવું હોય ક્યાંથી મુજ ભાગ્ય, પ્રેમી તુજ હાથથી;
તલવારે પવીત્રજ થાય, અપવીત્ર પ્રેમથી.
મ્હારી કોટ થએલી ભોગ, અનીતિ કુંડમાં;
ઝટ ઝટ કરોને પાક, ગૃહી ખડગ હાથમાં.

વિદુષક—(છાતી કુટતે કુટતે) હાય! હાય! ભોગ લાગ્યા! મોત આવ્યાં! નાથ રૂઠયા! કરમ ફુટયા! બાપરે!

વિલાસાનંદ—જા! જા! તને હું જીવતી મુકુછું! પછાડી ના આવીશ. (પરી તરફ જોવા જાય છે પણ પરી ન દીઠાથી) કમબખત! અત્યાર સુધી તકરાર કરીને મારૂં રત્ન ખોવડાવ્યું! જો હવે માહારૂં રત્ન ગયું! લાવ્ય એ નીકર લે આ! (તરવાર બતાવે છે.)

કામાગવરી—અરે દુષ્ટ! તું માહારી પાસે શું માગે છે? લાજ નથી આવતી? તું એમ ન સમજી શકે હું તાહરા કરતાં જઇશ. અબળા પણ સમયે સબળા થાય-છે. નાગરી લોહી મેં દુષ્ટ કર્યું તેનો મારા મનને પૂરતો પસ્તાવો થવાથી ઉછળી આવ્યું છે. તે પ્રાયશ્ચીત્ત તાહારો ભોગ લેશે. સમજીને તું તાહારે રસ્તે ચાલ્યો

જા! બદમાશ! પરીની બાબતમાં હું કાંઇ પણ જા-
ણતી નથી.

**વિદુષક**—( લોકો તરફ ) નીતિનો ફણગો ફુટ્યો! જુઓ નીતિનો જુસ્સો! પ્રિય ભગીનીયો! નીતિ પધારેછે, માગ કરો, અનીતિ જુઓ અને રૂઓ! પોતાનો પતિ આવી રીતે તલવાર બતાવવા તૈયાર થાય? કોહો પતિનું સુખ કે યારનું?

**વિલાસાનંદ**—શું તું મને દુષ્ટ કેહેછે? લે લેત્તીજા.—

**કામાગવરી**—લે આવ્ય! યાદ રાખકે તારા હાથમાં છે તે માહારીજ જાત છે માટે માહારો પક્ષ ખેંચશે એટલો તાહારો નહીં ખેંચે.

( તલવાર ઉગામેલા હાથને જોરથી પકડી રાખે છે. )

ડ્રોપસીન.



## દર્શન ૩ જું

**સ્થળ—અરણ્ય.**

**કમળાનંદ...વિલાસાનંદ ..વિદુષક..ભગવતરાય.. કામા-ગવરી...જમાદાર. ૧-૨-૩ સીપાઇયો.**

**કમળાનંદ**—ભાઇ ભગવતરાય! હવે તો ચાલ પાછો ઘેર. આવા ઘાડા ભયંકર જંગલમાંતો એ કોણ જાણે ક્યાં-એ નાશી ગયાં હશે? આપડે આટલું ફરી ફરીને થાક્યા તોએ એ લોકોનું જરા પણ ચીન્હ માલમ ન-પડ્યું તો હવે તેમનો પત્તો ક્યાંથી લાગશે? આવામાં ભયંકર પ્રાણી આવી ફાડી ખાય તો આપડા જીવથી જઇએ. મુવાં એ સાળાં, જવાદે. ભાઇ! હુંતો હવે નથી આવતો. આપડે તો થાક્યા!

**ભગવતરાય—** ( રાગ મેવાડો. )

મળતું કાંઇ નથીજરે પ્યારા યત્નના વીનાં.
વાવ્યા વીણ શું ઉગશે ? ઝાડ વીનાં ફળ કેમ ?
મળશે શી રીતેતને, મેહેનત વીનાં એમ. પ્યારા૦
બેશી રેહેને શું થશે ? સધળું તાહરૂં કાજ ?
ઉઠ કરતું યત્નરે, જેથી પામશે સુખ સાજ. પ્યારા૦
ધાર્યું શું તેં દીલમાં, લેવા સૌના પ્રાંણ,
આજ્ઞા શી છે રાયની, તે દીલ માંહી આણ. પ્યારા૦

**કમળાનંદ**—ભાઈ તાહારી આજ્ઞા પ્રમાણે માહારે વર્તવું તે હું આ ઉઠ્યો, ચાલ. તુંતો મારો સુભિચ્છકછે. તાહારો આજ્ઞા નહીં માનું તો હું કોની માનીશ ?

**વિદુષક**—ભાઈ ! એનીજ. યાદ રાખકે નીતિવાન પુરૂષની શિખામણમાં દુઃખતો રતીપુર પણ નહીં પરંતુ સુખ, સુખ, અને સુખજછે. તાહારી આંખો ઉઘડેલી જોઈ મને આનંદ થયોછે.

**ભગવતરાય**—ચાલ ભાઈ ! ચાલ ! સુભિચ્છકશાનો ! હુંતો તાહારો મિત્રછું. મિત્રતાની ફરજતો માહારે બજાવવી જોઇએ. સુભિચ્છક કેહેવરાવવું મને ઠીક નથી લાગતું, તું મને મિત્ર કેહે.

**વિદુષક**—ડાહ્યા અને મૂર્ખની પરિક્ષાનું ચીન્હ આજછે. તેઓને માથે કાંઈ શીંગડાંની નીશાની નથી હોતી ! કાંઈ ડાહ્યા કોઈ દહાડો પોતાનું વખાણ કરતા નથી, પરંતું હમેશાં પોતાની પંકતીજમાં રેહેવાને માગેછે.

**ભગવતરાય**—અરે ! અરે ! જુઓ પણે દુર કોઈએ આદમી નજરે પડેછે ! ચાલો ઉતાવળા !

**કમળાનંદ—** (Lucy Neel. એરાગ.)

ખરે ! ખરે ! ખરે ! એ દુષ્ટ એજછે, ચાલો જલદી—
જઈ કરીને પકડીયે હવે.

ઝાડની છાયા માંહી, લીધોછે આરામ,
વાર લાગશે નાસી જાશે, પાપી એ હરામ; અરે.
એક પળ પણ જાવા દેવાનુંછે નવ આ કામ,
છાનામાના જઈ હવે પકડો રાખી હામ; અરે.

૧ સિપાઈ— (રાગમાહાભારતનો.)

સર્વે ઉભા રોહો આ ઠામે, થયોછું હું તૈયાર,
પકડું પાપી તે લુચ્ચાને, જઈને હું આવાર.
પકડીને રાજાની પાસે, કરવા ઉભા આજ,
ભારે તો લેવાનું માહારે, ઈનામ મો'ટું કાજ,

૨ સિપાઈ—માહારા કરતાં કીંદહાડાનો, મનીયો તું બહાદુર?
એ કુતરાથી બ્હી કરીને, નાઠો તેહી દુર.
કુતરાથી જે તું બીહે તે, શું કરવાનો કાજ?
ફક્ત બંદાનેતો આછે, કરવા જેવું આજ.

જમાદાર—વંદા વીંછી દૂર રહોને, હું દોડીને જાઉં,
પકડ્યાની જે આબરૂ તે, લઈને મો'ટો થાઉ.

૩ સિપાઈ—(જતે જતે) ઘરડા જે તમે થયા તે, પડી જશો સાહેબ,
એક મરણીયો સોને ભારે, જુવાન હુંછુ છેક.

વિજ્ઞાસાનંદ—આવ, આવ, લે લેતો જા. એક મરણીયો સોને ભારે.(તલવાર મારી કાપી નાંખેછે) હવે જોઉં કીયો રજપુત બચ્યો બાહાર નીકળેછે? માએ શેર સુંઠ ખાધી હોય તે આવો સામા.

કામાગવરી—(બંનેની તેના ઉપર દ્રષ્ટી પડવાથી શરમીંદી પડી સ્વગત ) અરે ! આ લોકોની અગાડી હું માહારૂ દુષ્ટ મુખ કેમ બતાવી શકું? અરે! હવે કાંઈ ઉપાય જડતો નથી! શું હું નાશી જાઉં? અરે! પણ કેટલે સુધી? અરે! અત્યારે મને પૃથ્વીમાતા માગ આપેતો સારૂ! ઓ માતા! તું તાહારી અધર્મિ બા-

બળીને બાળી ભસ્મ કર! શું કરવા તું તાહારી આં-એ અધર્મિને વધારે વાર બાળતી રેહેલીછે! અરે! આ કરતાં મારી માને પેટે પથ્થર અવતરી હોતતો સારૂ થાત! અરે! હું અભણ રહી હોતતો માહારી વિદ્યા દેવીને જરાપણ લજવાવા જેવું ન થાત! અરે હું અધર્મિએ જન્મીને સરસ્વતિમાતાને પોતાની બાળકી પાસે જતાં વીટંબણા પડે એવું કર્યુંછે. ધીક્કાર! માહારી જીંદગીને ધીક્કાર!! (કપાળ ઉપર હાથ ઠોકી નીસાસો નાંખેછે.)

ભગવતરાય—(સ્વગત) અરે! આ હું જે જોઉછું તે સ્વપ્નું હશે કે ખરૂં હશે! જે સ્ત્રી ઘરબાર મુકીને યારની સાથે નીકળી ચાલી તે શું પાછી નીતિને ચાહાતી હશે? જો તેમજ હોયતો મેં આ ઉપર આટલી બધી દીલગીરી કદી ચીતરાઈ જાય નહીં.

કમળાનંદ—કેમભાઇ! શા વિચારમાં પડી ગયોછે? આ તો ચતુરાઈથી પકડવાનો વખતછે. માહારી આંખો આ દુષ્ટોને વધારે વાર જોઈ શક્તી નથી.

વિદુષક—તમેજ એ દહાડા પેહેલા કીયા સારા હતા ? હાથના કર્યાં હૈયે વાગેસ્તો. તારાં કરતાં તો હવે એ બહુ સારી થઇ છે !

ભગવતરાય—(સ્વગત) મનની લાગણી છે કે નહીં તે પારખવાને હવે તૈયાર થઈ જઉ (પ્રકાશ) બેન શરમાવા જેવું કામ નથી ! થનાર વસ્તુ થઇ ગઇ. થવાકાળ અગાડી ડાહ્યું કોઇ નથી. તાહારે આ વખત એમ બેશી રેહેવાનું કામ નથી ! પણ હમને સાહ્ય કરવી જોઇએ. ( કામાગવરી નીચું જોઇ રેહેછે. )

વિદુષક—પ્રિય ભગીનીયો! અનીતિ કીધાથી કામાગવરીને

કેટલું દુઃખ સહન કરવું પડેછે. જુઓ અત્યારે તેને બેરીયત આવી જવાથી કેટલું લાગી ગયું છે. તે ફીકર ચીંતામાં કેવી માથાથી તે પગ સુધી સડસડાટ બળે છે! મોં ઉપર શરમના શેરડા કેવા પડે છે! કેમ કામાગવરી? "અનીતિમાં કાંઇક વિશેષ સુખ હશે" કે નહીં તે જોયું. ?

ભગવતરાય—બેન! બેન! શરમાઓ નહીં, શરમ સર્વે શુભ કામોને ખરાબ કર્તા છે!

વિદુષક—અલી કામા! શું જુએ છે? નાંખને આ રેતીનું ઢેપું. ત્હારા વીલાશીયાની આંખમાં. પકડીલ્યોને આંખો ચોળે છે એટલામાં (પકડેછે.)

જમાદાર—કેમ હવે પકડાયોકની?

વિલાસાનંદ—ભાઇ પેટ પાક્યુ ત્યાં પાટો ક્યાં બાંધુ? માહારાને માહારાએ દગો કર્યો તેમાં તમે બાહાદુરી શાની માનો છે?

કામાગવરી—દુષ્ટ પાપી! થોડી વખત ઉપર તું કેવો હતો! ને અત્યારે "માહારાને માહારા" શબ્દો વાપરે છે! બાળને ત્હારી એ જીભ!

કમળાનંદ—(સેહેર નજદીક જઇને) ભાઇ! હવે શેહેર આવી પોહોચ્યું!

વિદુષક—(શ્રોતાજનને) જુઓરે ભાઈ! જુઓ વરઘોડો! સાજનમાં ભેગા થાઓ! બુદ્ધી ચોખી રાખી સર્વે, નીતિ વાટે જાઓ! અલ્યા ભાઇયો! આ દરવાજા કરતાં નીતિનો દરવાજો રાજાના મેહેલ પાસે જવાને ટુંકો પડશે માટે કામાનેતો એ રસ્તે લઈ જાઓ! હજુ વિલાસાનંદ ભાઇને એ દરવાજે જવું દુરસ્ત નથી લાગતું માટે મરજી હોય તો ખોખરા થવાદ્યો.

(પડદો પડેછે.)

---

# દર્શન ૪ થું.

**સ્થળ—રાજદરબાર.**

**ચંદ્રસિંહ...વિવેકવર્મા...વિલાસાનંદ વિદુષક ..જમાદાર...છડીદાર...શીપાઈયો ..ચોર ..વિગેરે.**

**ચંદ્રસિંહ**—માહારા ન્યાઈ નિમકહલાલ પ્રધાન! હજુ સુધી પેલા દુષ્ટોને પકડી સિપાઇઓ કેમ ન આવ્યા! શું દુષ્ટો હાથથી છટકી તો નહીં ગયા હોય! જરાવાર રાહ જુઓ અને ના આવે તો બીજા સિપાઇઓને પછાડી શોધ કરવા મોકલો.

**વિવેકવર્મા**—કૃપાનિધી! સિંહના મોઢા આગળ શીયાળનું ગજુ કેટલું? દુષ્ટો ગમે તેવા ચતુર હશે તોપણ આપના ન્યાયના પુન્યે કરીને તેમની આગળ દુષ્ટોનું કાંઈ ચાલશેજ નહીં. તે આવતાજ હશે.

**છડીદાર**—(પ્રવેશ કરી) રાજાધિરાજ કેટલાક સિપાઇયો દુષ્ટોને પકડી લાવી આપના મોં આગળ રજુ કરવાની રાહા જુએ છે. કૃપાસિંધુની મરજી હોય તો તે લોકોને પ્રવેશ કરવા દઉં.

**વિવેકકર્મા**—ઝટ આવવાદ્યો.

(દુષ્ટોની સાથે સિપાઇઓ પ્રવેશ કરેછે.)

**જમાદાર**—(સલામ કરી) દયાસિંધુ! ન્યાઇ તખ્ત અગાડી કૂકર્મથી કાંપતા દુષ્ટો તરફ નીઘા કરવા કૃપા કરો.

**ચંદ્રસિંહ**—પ્રિય પ્રધાનજી! આ દુષ્ટોને પુછો કે તેઓ પોતાનાં પાપી કર્મો કબુલ કરેછે?

**વિવેકવર્મા**—આપની આજ્ઞાનુંસારે ચાલવા તત્પરછું માહારાજ! (ગુનેગારોને) ઈશ્વર માથે રાખી જે બન્યું હોય તે સાચે સાચુ કહીદ્યો.

**વિદુષક**—(પ્રવેશ કરી) જુઓ ભાઈ સાહેબની ખુબી!

**અનીતિની** મોજ મઝા. અત્યારે કેવું ઘુંટણીએ પડવું પડયું છે, પાપી ગુનેગાર આંખોને કેવી નદી ચલાવવી પડેછે, અને દયાળુ ઇનસાફ લેવાને હાથ કેવા જોડાયલા છે. અને માથું કેવું વારમવાર નમનતાઇથી નમેછે? વગર વિચારે કામ કર્યાનાં આ ફળ.

**વિલાસાનંદ**—દયાસિંધુ! માહારા પાપી કૃત્યોનો હેવાલ માહારા પાપી મોંઢેથી સાંભળ્યે આપના ન્યાઇ પવીત્ર કાન અપવીત્ર થશે. માહારી પાપી જીભ અગાડી વદવાને હીમત્ત ધરી શકતી નથી.

**સીપાઈ**—આડી ડોઢી ટપ ટપ મુકીને સાચો જવાબ આપને?

**વિલાસાનંદ**—(નમનતાઇથી) (**લાવણી.**)

હે કૃપાઘના માહારાજ મુજ પાપીનો, (૨)
પાપી જે છે હેવાલ લક્ષથી સુણો.
સુમિત્ર શીખામણ ગણી નહીં મેં સારી, (૨)
મેં કરી મિત્રતા કપટ રૂપમાં ધાડી.
મુજ કમ અક્કલથી કર્યું કામ મેં ખોટું, (૨)
તોડાવી નાંખ્યું લુંણ હલાલી જોડું.
મેં પુરો કીધો વિશ્વાસઘાત સાથીને, (૨)
હું છટકી નાઠો લઈ સાથ નારીને.
મેં વીચાર કીધો નહીં કાંઈ મનમાંહી, (૨)
વળી સિપાઈ મારી ખુન કર્યું મેં ત્યાંહી.
હું ગુનેગારછું કરો મૂજને શીક્ષા, (૨)
ઘટતી જે હોયે નથી કાંઈ અપેક્ષા.

**વિવેકવર્મા**—(કામાગવરીને) અને તું શું કહેછે ?

**કામાગવરી**— (**મારૂશોકી.**)

પુછોછો શું મ્હારૂં બ્યાન, પાપી પુરી રે;
કીધું કામ મેં મુકી જ્ઞાન નીતિ ચુકી રે.

વીચાર્યું નહીં દીલ કાંઈ,પાપી. બદલો મળ્યો આવી આંહી,નીતિ.
આપી શીક્ષાપ્રભુએ આજ,પાપી.ઉભારે'વું પડ્યું મૂકીલાજ,નીતિ.
વ્યભીચારે ફસાઇ હું નાથ, પાપી. નીકળીગઈ છોડી સાથ,નીતિ.
ઈદરવરણું જોઈ આંખ, પાપી. ઝાલ્યું પતંગ પેરે હાથ, નીતિ.
મારી નાંખો કે બચાવો કાય,પાપી.મ્હારાછોતમ બાપનેમાય,નીતિ.
રે! રે! ધીક્ક પડ્યો અવતાર,પાપી.જનમી નહતસારૂથાત, નીતિ.
ગુમાવી બાપદાદાની લાજ,પાપી.અવતરતાં નકરેડયોનાગ, નીતિ.
ઈંદ્રવજ્રથી હોત છેદાઈ, પાપી. પથ્થર સાથ હત પટકાઈ, નીતિ.

**ચંદ્રસિંહ**—અરે ગુન્હેગારો! તમારી કબુલાત ઉપરથી તમારે માથે મિત્રદ્રોહનું, ખુનનું વીગેરે કેટલાંએક તોહોમતો પૂર્ણ રીતીએ સાબીત થાયછે. વળી માહારા રાજ્યનો કાયદો એવો છે કે અનીતિની વાટે જનારને હું પીડી પીડીને માર્યા વગર બીજી શીક્ષા કરતોજ નથી, માટે તમારે ખુશી યા નાખુશીથી પણ દેશના સુખ અને ન્યાયને માટે તેને શરણ થવું પડશે. તે કારણસર તમારે જે કાંઈ કેહેવું હોય તેની આ રાજદરબારે રજા આપેછે.

**વિલાસાનંદ / કામાગવરી**—નહીં મહારાજ! આપના ન્યાઇ રાજને કલંક લગાડનાર—દુષ્ટોને અવળી મતિ સુઝી કુકર્મ કર્યા પછી હવે બચાવમાં કેહેવાને કાંઈ બાકી રહ્યું નથી.

**ચંદ્રસિંહ**— ઠરાવ.

ગુનેગારોની આપેલી કબુલાત ઉપરથી સાબીત થાયછે કે:-

૧. નંબર ૧નો ગુનેગાર જે વીલાસાનંદ તેણે મિત્રદ્રોહનો ગુન્હો કરી તથા મિત્રની સ્ત્રીને ભમાવી વ્યભિચાર કરી બદદાનતથી તેને લેઈ વગડામાં નાસીજઇ પુરૂષ છતાં બેદરકારીથી સ્ત્રીહત્યા કરવાની મતલબથી ઘા કરવા જતોહતો

એમ આ પ્રત્યક્ષ ઉભેલા સીપાઇઓના કહેવાથી પૂર્ણ રીતે માલમ પડે છે.

૨. વળી તાહારી કબુલાત ઉપરથી સાફ માલમ પડેછે, કે તેં અમારા દરબારી સીપાઇનું ખુન કર્યું.

સબબ હવે બીજા પુરાવાની જરૂર નથી. માટે હું હુકમ કરૂંછું કે—તું ઘણોજ પાપી, ચોર, નીર્દય છું તેથી પ્રથમ તને એકલી ફાંસીની શીક્ષા બસ નથી પણ તને તાહારા કૃત્યનું ફળ બરાબર રીતે મળવું જોઇએ કે જેથી આ જગતના લોકો તાહારા જેવાં ઘાતકી કામ કરતાં બીહે; માટે તને આજથી આઠ દીવસ સુધી તાહરે શરીરે કૌવચ લગાડવામાં આવશે, અને દરરોજ તાહારા શરીરમાં બાવળની શૂળો ભોકવામાં આવશે. એવી રીતે શૂળો ભોકી છેવટે ફાંસીને લાકડે લટકાવવામાં આવશે.

નંબર. ૨ નો ગુનેગાર જે સ્ત્રી તેણે પોતાના પતિને ભોળવી વિશ્વાસઘાતથી પતિવૃતાનું ખંડન કર્યું તે તેની કબુલાત ઉપરથી સાફ માલમ પડેછે.

સબબ હવે બીજા પુરાવાની જરૂર નથી. માટે હું હુકમ કરૂંછુ કે—તને આ ગુનેગારને ફાંસી દીધા પછી તરતજ તેને તેજ દિવસે ઘટારત રીતે કાયદા પ્રમાણે ફાંસી દેવામાં આવશે.

( વીવેકવર્માને ) પ્રધાનજી ! આ પ્રમાણે અમલમાં લાવવા હાલમાં તેઓને તુરંગાધીશને હુકમ કરી તુરંગમાં રાખો.

**વિવેકવર્મા**—જેવી માહારાજની આજ્ઞા. ( જમાદારને ) દુષ્ટોને પુર્ણ જાપતા સાંથે તુરંગાધીસને સોંપો.

**જમાદાર**—બહુ સારૂ સાહેબ. (લઈજાયછે.)

ડ્રોપસીન.

---

# દર્શન ૫ મું.

## સ્થળ—વધશાળા.

ચંદ્રસિંહ...વિવેકવર્મા...તુરંગાધીશ...વિલાસાનંદ...કામાગવરી . વિદુષક...સિપાઈ...અને જોવા આવેલા કમળાનંદ વીગેરે બીજા લોકો.

**વિદુષક**—( વિલાસાનંદને જોઈ ) ઓહોહોહો ! આહાહા ! શું શરીર સારૂંછે ! કેવું જાડું જાડું પીળુ રેહેચક જેવું થઈ ગયુંછે ! આ કૌવચ કાકીએતો ઠીક કામ કર્યુંછે ! આહાહા ! શુળોએતો જાણે શરીરની ચાયણીજ બનાવી દીધીછેને ! આવો ભાઈ ! નીતિ અનીતિ ચાળવી હોયતો ચાળો ! હવે હમણાં અનીતિ ભવાનીનો ભોગ અપાયછે જોઈ લેજો ભાઈની ખુબી. (કાબ્બલીઓ કુટી કુદેછે.)

**તુરંગાધીશ**—ચઢો હવે એસ્તો-કર્યા કર્મ ભોગવો. પેહેલથી સમજ્યો હોતતો આ ખીલતી યુવાનીમાં ખડતું મળત ? વારૂ પણ તે પેહેલાં તાહારી જે ઇચ્છા હોય તે કહી લે.

**વિલાસાનંદ**—(રડતાં રડતાં) માહારી કાંઈ પણ ઇચ્છા નથી, પણ ફક્ત માહારી કમ અક્કલથી માહારી સ્થીતિ થઈ તેવી ઉગતા યુવાનોના ન થાય માટે માહારે જગત પ્રત્યે બે હીતનાં બોધ વચન કેહેવાનાંછે તે રજા હોયતો કહું, અને તે આગમચ મારે કમળાનંદને મળવું છે.

**તુરંગાધીશ**—પણ પ્રથમતો તાહારે દાદરા ઉપર ચઢવુંજ પડશે પછી જો રાજાજીની મરજી હશે તો રજા આપશે. ( વિલાસાનંદ ફાંસીના દાદરા ઉપર ચઢેછે. )

**વિદુષક**—કેમ ? બાપ જન્મારામાં આવી સરસ ઊંચી જ-

ગયાએ કોઈ દહાડો ઠંડી હવા લેવા ચઢ્યાતા? બોલો હજુએ નીતિનો દરવાજો સારો કે અનીતિનો? ના-ના. અનીતિનો તો બહુજ સારો કે રાજા ધિરાજના કરતાં પણ ઉંચી જગ્યા મળીછે ને વળીઆટલા બધા લોકો તો ભાઈની ખુબી જોવા આવ્યાછે!વાહ! ધન્યછે.

**તુરંગાધીશ**—(રાજાને પુછી વિલાસાનંદને) બોલ ભાઈ બોલ, રાજાધિરાજ રજા આપેછે.

**વિલાસાનંદ**—હે પ્રિય કમળાનંદ! આ વખતે જોકે તું મ-ને શત્રુ આંખે જોતો હઈશ પણ આ માહારા કરેલા અઘોર કર્મનું ફળ મને પ્રત્યક્ષ મળ્યું માટે દીલની ઈર્ષા કાઢી નાંખજે ને યાદ રાખજે કે માહારા જેવા દુષ્ટ પોતાની કુડી વાંચ્છના પૂર્ણ કરવાના હેતુથી ઘ-ણા મિત્રો મળશે પણ ભગવતરાય જેવા ખરા અંતઃકરણવાળા સુજ્ઞ સુશીલ અને નીતિવાન પુરશો તો ભાગ્યેજ. અરે એતરફ જોતાં હજુ માહારા માત પિતા પણ અહીં આવેલા હોય એમ જણાતું નથી. અરે! તેમની માહારી આ દશા જોઈને શી વલેહ થશે! પણ માહારા વાહાલાભાઈ! માહારો કાળ પા-સે આવ્યોછે માટે માહારાથી તેમને મળી શકાય એ-ટલો વખત રેહેશે નહીં તે કારણસર તું તેમને દીલા-સો આપજે અને માહારા છેવટના માહારા માબાપ પ્રત્યેના પ્રણામ તે ન હોવાથી હું તનેજ સોંપી જઉછું.

(ગઝલ.)

( દુઃખ હરતા થૈ દુઃખ કેમ આપે? ) એ રાહ.

ભાઈબંધને તું દ્રોહી થવાની મતિન આપીશ કોનેરે૦
કપટ રૂપે નીજ મિત્રની સાથે, મિત્રતાઈ ન રખાવીશરે; ભાઈ૦
સાચા દીલથી પ્રેમ રાખીને, વર્તે તેવી મતિ દેજેરે; ભાઈ૦
મીત્ર દ્રોહી મિત્ર જેહ બને છે, ફળ હું સમુતે પામેરે; ભાઈ૦

લજ્જા તેની જગમાં લુંટાએ, હાલ બેહાલ બનેછેરે; ભાઇ०
સૌ મિત્રોની માફ હું માગુ, ગુના સામુ નહીં જોશોરે; ભાઇ०
મ્હારા પાપની શીક્ષા મળીછે, પ્રત્યક્ષ સર્વ જુઓછોરે; ભાઇ०

હે જગદીશ! જગપાળ! દીનાનાથ! વિશ્વંભરા! તેં મને આવી દુષ્ટ બુદ્ધિ કેમ આપી? અરેરે! તેમાં તારી શી કસુર? સારૂ અને નઠારૂ પારખવાની મને બુદ્ધી આપ્યા છતાં મેં નઠારૂં પારખ્યું!!! અરે! મને આ ભવમાં કરેલા માહારા ગુનાની શીક્ષા આ પ્રત્યક્ષ મળેછે. હવે આ પાપીની ઉપરથી તેના કરેલા પાપ સંબંધીનો ગુસ્સો કાહાડી નાંખી આટલી સજા બસ ધારી તાહારા પવિત્ર ચરણારવિંદમાં ખેંચી લેજે. અને આ ફના દુનિયામાં માહારા જેવા દ્રોહી, વ્યભિચારી, કપટીયોને આ પ્રત્યક્ષ દાખલાથી ફટકો લાગ્યો તો હશે પરંતું માહારા જેવા મુઢ મતિના મનમાં નહીં લઇ માહારી પેઠે માહા દુઃખને પામી ખરાબખસ્ત થશે, માટે હે જગદીશ્વર! તેઓના મનમાં દયાભાવે સારી પ્રેરણા કરજે. ( આંખમાં ઘણાંજ આંસુ સાથે )

અરે સજ્જનો! અને માહારા સ્નેહીયો! તથા મિત્રો! આ માહારા પશ્ચાતાપનાં અને જાત અનુભવનાં વચનો સત્ય માની કોઈ પણ દિવસ કોઇ જનો મિત્રદ્રોહી કદી થશો નહીં તેમ વ્યભિચારની પણ કુડીમતિ દીલમાં લાવશો નહીં. અને જો લાવશો તો માહારી પેઠે આખરે અત્યંત દુઃખ પામી અકાળ મૃત્યુને સ્વાધીન થશો. હું મરૂછું તે તમને ઈશ્વર સ્વચ્છ મનના રાખે એવી પ્રાર્થના કરવા જાઉછું, પણ ભાઇયો હવે તો માહારૂં મોત નજદીક આવ્યું છે અને તે તુરંગાધીશ રૂપે મને ઉતાવળ કરાવે છે તથાપિ આ નિર્થક દુનિયામાંથી માહારા મિત્રોને માહારા મોત વખતનાં હૃદયમાં કોરી રાખવા લાયક વચનો કહ્યા વિના

જવાતું નથી કારણ માહારૂ હૃદય ઉભરાય છે. જાણોછો કે સ્ત્રીયોને તો ઘરમાં બેશી રહી ફક્ત ધણીની મરજી સાચવવાની છે તથા તેના મનમાં પોતાનો સારો અભીપ્રાય ઠસાવવાનો છે પણ પુરૂષને તો આખી દુનિયાનું મોં રાખી નામના કરવી પડેછે. તે નામના મેળવવા માણસે સત્યતા, પ્રમાણિક્તા તથા પવિત્રતાથી હરકોઇ કામમાં દીર્ઘ અને ભવિષ્ય વિચારો તથા તેના ગેરફાયદા અને ફાયદાને એક ત્રાજવામાં જોખી ફાયદા ગેરફાયદાથી વધારે થાય તો પછી તે કરવાંમાં ખંતભાવ અને ફત્તેહથી મંડ્યા રેહેવું પરંતુ જેથી હાની થાય તેનું નામ પણ ન લેવું. ભાઇયો! માણસ ડાહાપણથી બોલેછે પણ કરતા નથી તેમ મેં કર્યું છે તથાપિ "પાછળથી પસ્તાય છે દેખે જ્યારે દુઃખ" એમ મને થયું છે. માહારી અહીંયાં જે દશા થઈ તે તો કાંઈજ નથી પણ હજુ હવે ઇશ્વર શી સજા કરશે તે દેખી ત્રાસ પામીશ. ભાઇયો ! જાઉછું. કૃપા રાખજો ને તમારાં બાળકો માહારી સ્થીતિએ અગર માહારાથી હલકી સ્થીતિએ ન પોહોચે માટે નીતિની વાટે જવાની હરનીશ શીખ આપી શીખ દેતી વખત માહારી સ્થિતિ યાદ દેવડાવજો. ભાઇયો! હવેતો છેવટના પ્રણામછે.

**તુરંગાધીશ**—ચાલ હવે દાદરો પડે છે.

**વિલાસાનંદ**—ભાઈ, હવે થોડીવાર છે; જરાતો કૃપા રાખો. હે મિત્રો! છેલ્લા મે બોલો એછે કે—માણસ બધા પ્રાણીયોથી શ્રેષ્ટ ગણાય છે. તેને જ્યારે આવા અલ્પ કારણથી મરવું પડેછે ત્યારે શું શરમ ભરેલી વાત નથી ?! ગધેવ કે શ્વાન પણ વ્યભિચાર જેવું તો કરેછે પણ તેઓ તો અજ્ઞાની છે અને આપણે તો જ્ઞાનછતાં જ્યારે તેની બરોબર આચરણથી ચાલીયે

ત્યારે માણસ અને જાનવરમાં ફેરશો ? અરે ! આપણે તો તેના કરતાં પણ ભુંડા માટે બુદ્ધિવાન પુરૂશોએ બુદ્ધિવાન તથા વખાણવા લાયક કાર્યો કરવાં જોઇએ માટે હે મિત્રો ! વ્યભિચારનું નામ ભુલી જાઓ.

**ચંદ્રસિંહ**—(સ્વગત) આ માણસ તો ચોખો થયો હવે એને મારીનાંખે શું થવાનું છે માટે હું જાણુંછું કે તેને જીવતો રાખુ પણ...

**તુરંગાધીશ**—ચાલ ભાઈ સાવચેત થા? (દાદરો પાડેછે.)

**વિદુષક**—ઓહોહો ! અલ્યા આ ફુલ શાંનાં પડેછે ? સમજ્યા સાહેબો? જો માણસનામાં નીતિનો પ્રવેશ પૂર્ણ રીતીએ આખરે થાય તોપણ તે ઇશ્વરને ઘણોજ સંતોષકારક લાગેછે તેનું પરીણામ આ ફુલ વૃષ્ટિજ છે.

**વિવેકવર્મા**—ઓહો! રાજાધિરાજ! આ આપના નેક ન્યાયનું પત્યક્ષ દર્શન ફુલ વૃષ્ટિજ છે. (આ સાંભળી પ્રજા અતી હર્ષથી આનંદના પોકાર પાડેછે)

**ચંદ્રસિંહ**—(વિચારમાં) અરે! આ શું થયું? આવા દૈવી જીવને જ્યારે નીતિની પૂર્ણ અસર થઇ ત્યારે ઈશ્વર પાસે શું કરવા મોકલ્યો? જો માણસને અસર થાય તો પછી તે પોતાના દુષ્ટ કર્મોથી પોતાને જીવતો મુવા જેવોજ ગણી ઘણા સારા પાયા ઉપર ચઢી જાયછે અને મૃત્યુ કે જીવતદાન તે તેને સરખુજ થઇ પડે છે. અને જો આવા સુધરેલા પાયા ઉપર આવેલા પુરૂષો આટલી બધી અસર થયા પછી માહારા રાજ્યમાં હોય તો લોકોને બોધથી ઘણોજ ફાયદો કરી શકે. પણ હવે શો ઉપાય? જે થયુ તે ખરૂં.

**તુરંગાધીશ**—(ફ્રામાગવરીને) ચાલ ચઢ હવે એસ્તો! વારૂ

પણ તે પેહેલાં તાહારે જે કેહેવું હોય તે કહી લે.

**કામાગતરી**—(ફાંસીના દાદરા ઉપર ચઢી ખુબ આંસુથી)

(**બાહીર રામા ભીતર રામા,**) એ રાહ.

હે પરમાત્મા! તુજને હું વંદુ, આશીશ આપો તમે દયા સિંધુ.હે૦
પાપીની વ્હારે આપજ આવો, કૃત્ય મ્હારાં દીલમાં નવલાવો.હે૦
કૃત્ય કુડાં મેં અતીશે કીધાંછે, તે દીલમાં તેંતો જાણીલીધાંછે.હે૦
તેની માફી તમો આપો મનેરે, યાચુ પ્રભુ દીન નીશ તનેરે.હે૦

અરે દુરભાગ્ય! અરે! ફાટીપડ્યા જોબનના કામ! પ્રથમ થી હું સમજી નહિ કે વાંઢાઓતો પોતાની જાતના મગરૂર બની એક ઉપર સો સ્ત્રીયો લાવી ઘરમાં હાંલ્લાની માફક ખડકશે. ભાયડો જાત છે તે નિર્લજ માટે જે કરે તે તેને પાલવે કારણ કે નિર્લજ પુરૂષો વ્યભિચારની સજાને ગણતા નથી પણ કોમળ સ્ત્રી જાતીને તો હમેશ પુરૂષના તાબામાં રેહેવાનું છે માટે હરેક કામ આરંભતાં પૂર્ણ વિચાર કરવો જોઈએ. પુરૂષો તો એક સ્ત્રી નહીં ગમે તો બીજી લાવશે, તે નહિતો ત્રીજી, એમ થાકયા વિના કર્યા કરશેપણ આમ કરવું સ્ત્રીને પાલવશે નહિ, કારણ કે સ્ત્રીની ખુબસુરતી ગઈ તેની સાથે માણસમાં તેની કીમત જાયછે અને જાં કે તેનામાં પૂર્ણ કામ હોય તો પણ તેને કોઈ ચાહાતું નથી પણ ડોશી કે ડોશીમા નામથી બોલાવે છે અને વૃદ્ધ પુરૂષ તો ગમે તેમ કરી શકે પણ કાંઈ સ્ત્રીથી એક ધણી ન ગમે તો હજારો ધણી થતા નથી અને કરે તો હજારો પેઢીને કલંક લાગે છે માટે શાંણી સ્ત્રીયોનું એ કામ નથી. માણસને કામ ઉત્પત્તીમાં કાંઈ ડાહાપણ આવતું નથી તો પણ આગ્રહથી તેને આમંત્રણ કરી તેની આસનાવાસના કરવી જોઇએ. એતો ખુલ્લુજ છે કે પુરૂષ ખરા રણ માં સ્ત્રીને રવડતી તજીદે પણ સ્ત્રીથી કાંઈ તેમ થાય નહિ

માટે હે શાંણી બ્હેનો! હુંતો કદાચ ભુલી તો ભુલી પણ તમે કદી ભુલશો નહી. અરે !!!

(લલીત.)

પર પુરૂષનો કો કદી કરો, ન વિસવાસ તો, સૂખથી ફરો.
કદિ કરો દિલે, તો પછી મરો, કુબિજ જગ્તમાં સિંધુના તરો.
સહુ સ્રીયો તમે, સૂણજો ખરે, ન વ્યભિચારથી કામતો સરે;
પછિથી પામશો, દુઃખતો બહુ,વચન રાખજો યાદ હું કહું-
પતિજ નીજનો જેહથી રમે, કદિ દગો કરે ઇશ તો દમે;
કરમ મેં કર્યાં, જો ઘણાં કુડાં, ફળજ ભોગવ્યાં તેહનાં ભુડાં.

(રાગ સિતાજીના મહીનાનો)

ધર્યાં હીત વચંન ન કાંન, સખીયે જે કહ્યાં;
તેની સાથે કર્યો મેં વિરોધ, સાચાં વેણ નવ લહ્યાં.
પતિ ભોળો ભોળવીયો મેંય, કરી છળ ભેદને;
તોએ ગણતો હતો પ્રિય. પ્રાણ, હંમેશાં તે મને.
એવા નિર્મળ પતિને આપ, તજી હુંતો ગઈ;
પ્રભુ કેરી ભારે ગુનેગાર, અરે હુંતો થઈ.
લાજ છોડી જગતની માંહ્ય, શિયળ ભંગ મેં કર્યું;
તેમાં ઢોંગી દીઠું અતિ સુખ, અંતે મરવું પડ્યુ.
સહુ અવનિની બ્હેનોને વેણ, કહુ ખરાં હીતનાં;
રમશો યારી ન કોઇ આપ, ગણી સૂખ ચીત્તમાં.
એમાં પામશો અતીશે દુઃખ, મ્હારી પેઠે ખરૂં;
અંતે થાશે પ્રાણનો નાશ, રે જશે આબરૂ.

અરેરે! હે પ્રભુ! મેં કાંટાના ઝાંખરાના જાળામાં ગુલાબના ફુલની આશાએ માહારી સખીનાં હીતનાં વચન ન માંની કર ઘાલ્યો પરંતુ કાંટા તે કાંટાજ! કૌવચમાં પદ્મ પેદા થાયજ નહિ. ખરી વાત છે કે કોઈ દિવસ અસત્યનું બળજારે ટકતુંજ નથી. મને આ વખત માહારા અઘોર

કૃત્યનો અતિ પરિતાપ થાયછે, પણ "અવસર ચુકે તો વેવ-લાંજ." અરેરે !!! હવે પસ્તાવું કશા ફાયદાનું નથી.

**વિદુષક**—સ્ત્રીની બુદ્ધિ પાનીયે તે કાંઈ અમસ્તી કેહેવાય? તોપણ ઘણી ખુશીની વાત એછે કે સ્ત્રી જાતીમાં આટલું ડાહાપણ પાછળથી પણ આવેછે, તથાપિ પુરૂષની પેઠે આગળ બુદ્ધિ પોહોચતી નથી. આ સ્ત્રી ભણેલી છતાં પણ કામાગ્નીની ઝાળમાં ઝપટાઈ ગઈ કારણ કે સ્ત્રી જેટલું બુદ્ધિથી વર્તેછે તેના કરતાં હઠ અને ઇચ્છા પ્રમાણે વધારે જલદીથી વર્તે છે. તો-પણ શાબાશીની વાત છે કે જતાં જતાં પણ ડહા-પણ આવ્યું. નીતિનો તો એમજ પ્રકાશ છે. અની-તિ કથીર છે પણ નીતિ કંચન છે.

**ચંદ્રસિંહ**— (તુરંગાધીશ દાદરો પાડવા જાયછે એટલામાં) સબુર કરો સબુર! (પ્રધાનજીને) આટલેબધે દરજ્જે અસર થએલા માણસને મારવાથી શું વધારે છે? જો ઉલટી તેને બચાવી તેને, બોધ કરી દેશ સુધારે, એવી ફરજ સોંપીશું તો ઘણોજ ફાયદો થશે. આ-પણા પેહેલા કૃત્યમાં ભુલ થઈ પણ હવે મને આ વાત પસંદ લાગેછે. કેમ? તમારી શી મરજી છે?

**વિવેકવર્મા**——આપનું કેહેવું શ્રેષ્ઠતો છે, પરંતુ એથી આ-પનાજ હાથે ઘડી કઢાયલા કાયદાનો ઠરાવ આપનાજ હાથે તુટે છે.

**ચંદ્રસિંહ**—પણ તમે વિચારતા નથી કે સજા કરવાનો અર્થ શો? સજા કરવાનો અર્થ એજ કે લોકોને શીક્ષા વળે. હવે તે જો સજા વગર પણ થઈ શકતું હોય તો અમુલ્ય પ્રાણીયોનો ઘાત કરવાથી શી નામના વધશે? માટે શાંણા પ્રધાન કાંઈ વિચાર કરી ફરીથી કોહો. એ જીવશે તો બીજાને પણ શીખ આપશે,

વિવેકવર્મા—(ઓછાય નહીં માટે) હા રાજા ધિરજ! આપ કેહોછો તે ખરૂંછે માટે તેમ કરવમાં કાંઈ હરેકત નથી.

ચંદ્રસિંહ—પ્રધાનજી! ત્યારે તો તેને અહીં બોલાવી કેહોકે તાહારી સાચી લાગણી પરથી દયા ઉપજી રાજાધિરાજ તને જીવત દાન આપેછે પરંતું એટલીજ સજા કરવામાં આવેછે કે તાહારા પોતીકા અનુભવથી તાહારે અઠવાડીયામાં એક વાર આ દેશની પ્રજાને તાહારા પૂર્ણ જુસ્સાથી બોધ આપી સુધારી દેવી. તેમ નહીં થાયતો તાહારી માફ થએલી સજા ફરીથી તને ભેટવા આવશે.

( વિવેકવર્મા રાજાના હુકમ પ્રમાણે કેહેછે તે સાંભળી. )

ફામાગવરી—( હાથ જોડી નમ્ર નમન સાથે. )

(રાગ વણઝારો.)

પ્રભુ!!! માંનુ શું તુજ ઉપકાર,છોડી ગુનેગાર અપાર,
રૂડીમતિ દીધી દયાળ, જેથી બચાવી મ્હારી કાય.
તું સર્વનું રૂડુ કરતો, હોય દુઃખ તે સ્વામી હરતો;
તું પુરો સત્ય દયાળ, છોડી ગુનેગાર—
રાજા ન્યાઇને સત્યવાદી,જેના માંહી મતી રૂડી વાધી,
તેં કીધી પ્રદીપ્ત તે સાર, છોડી ગુન્હેગાર—
મ્હારા માત તાત હરખાશે, કેટલાં આનંદી થાશે,
દેશે કેટલી આશીશ રાય! જેથી બચાવી—
સુખ સંપત્તી મ્હારાજાની, પ્રભુ વધવા યાચુ તાંણી,
દુઃખ રાખી સર્વ તું દૂર, છોડી ગુનેગાર—
તેં ઉગારીછે જવ સ્વામી, વાચા દે હે ગુણગામી,
ત્હારી દયા વિના નવ કાંય, જેથી બચાવી મ્હારી કાય.

ચંદ્રસિંહ—માહારી પ્રિય પ્રજા! હાલ બનતો દેખાવ જો-

ઘને ઘેર કાંઈક પાછા લઈ જાઓ. મિત્રો કેવા હાની કારક નીવડેછે તેનો આપણા રાજ્યમાં માત્ર એકજ દેખાવ બન્યોછે. આ કરતાં ઘણાક બીજા મિત્રો વધારે હાંનીકારક નીવડેછે, તેનું કારણ ફક્ત મિત્રતા કરવાની આતુરતા તથા મિત્ર પરિક્ષાની બે દરકારી છે. માણસ પોતાની મેળેજ પોતાના પગ ઉપર કુહાડી મારી પગ ઘાયલ કરે એમાં કાંઈ નસીબનો, ઈશ્વરનો, મિત્રનો કે સગાં વાહાલાં વીગેરે બીજા કોઇનો દોશ નથી. કેટલાએક ધનવાન પુરૂષો ગરીબ મિત્રો કરતાં લજવાયછે, પણ આમ કરવામાં ઘણીક વખત તેઓ ભૂલ ખાયછે, કારણકે જે ફાયદા અને ગુણો જરીઆનના પોશાકમાં નથી સમાતા તે કદાચ મેલા ચીંથરીયા લુગડામાં મળી આવેછે, માટે પ્રથમ હરકોઈ માણસે મિત્રતા કરતાં તેની સ્થિતિ, તેના ચાળા, તેનો વેશ અને તેના કદ્રુપા કે ખોડ વાળા ચેહેરાપર લક્ષ ન દેતાં તેની—બુદ્ધિ, ડાહાપણ, ગાંભિર્યતા, વિચારશક્તિ, અપારજ્ઞાન, વિવેકતા, સુશીલતા, સભ્યતા, નિશકપટી, નિશકલંકી, પ્રેમાણીક, સુભેચ્છક, સમાન અથવા ભ્રાતૃભાવ; પરોપકારબુદ્ધિ, ઈર્ષાહીણતા, અને તેના મિત્રોની ચાલચલગત તથા અસર કારક શિખામણ, લાલચ અથવા ઠપકાથી આડે રસ્તે જતા મિત્રને પૂર્ણ રીતિએ સમજાવવાની શક્તિ— આ ગુણો અવશ્યે કરીને મિત્ર કરતા પેહેલાં જોવા જોઇયે કારણકે આકાશ કાળુ થયુ હોય તેમાંથી વર્ષાદપડેછે પણ વાદળાં રહીત આકાશમમાંથી કાંઈ પડતું નથી, તેમ ગરીબ સ્થિતિના નિરાશ્રીતપણારૂપિ વાદળાથી કાળા થએલા મિત્રોમાંથી સદ્ગુણ રૂપિ ઝરણ ટપકવાનો સંભવ છે. આ ગુણો કોઈક માણસમાં મળી આવે તે છતાં પણ કેટલીએક બારીક તપાસ કરવી જોઇએ; કારણકે સર્વ કોઈ મિત્ર-

તા બાંધવા આવે ત્યારે અજ્ઞાનતા ઢાંકી પોતાનું ડાહાપણ, વિચારશક્તિ અને શિખામણ દેવાથી તમારૂ મન પિંગાળી તમને ભોળવી નાંખશે પરંતુ યાદ રાખજો કે મિત્ર કરતા પેહેલાં મિત્ર થનારને અમુક મુદત સુધી સખત યુક્તીયો-થી તપાશી તેનો પૂર્ણ અનુભવ લીધા પછી સત્યમાર્ગમાંથી જો તે અચળ માલમ પડે તોજ તે મિત્રને લાયક છે. ટુંકા-માં મિત્ર કરતાં તેનો પૂર્ણ અનુભવ લેવો કારણ કે ઝીંણું વસ્ત્ર પેહેરવાનું હરકોઈને ગમશે પરંતુ તે થોડા દિવશમાં ફાટી જશે તેમ વિદ્વતાનું જૂઠુ ડોળ ઘાલનાર અને મિત્ર થવાની ઈચ્છા રાખનાર, પ્રથમ વિવેક, ડાહાપણ, અને જ્ઞાનથી તમારૂ મન હરણ કરશે અને થોડોક વખત વીત્યા બાદ જેમ ઝીંણું વસ્ત્ર ફાટી જઇ પેહેરનારના ગુહ્ય ભાગો દ-ર્શાવે છે તેમ તમનેજ ઇજાકારક તમારો નવો મિત્ર નીવ-ડશે. પ્રથમતો શા ઇરાદાથી તમારી મિત્રતા કરવા માગે છે તે વાત તેને પુછીને નહીં પણ તેના ચેહેરા અને લક્ષણ ઉપરથી વર્તી કાઢવી જોઇએ. હાલ વખત ઘણો થઈ ગયોછે માટે માહારી શાંણી તથા સુશીલ પ્રજાને વધારે ન અટકા-વતાં તે શીધે રસ્તે શાંતતાથી પોત પોતાને ઠેકાણે જઇ હં-મેશ સાવચેતીથી વર્તે તથા આનીમાફક રાજ્યના ન્યાય-શાસ્ત્રની સત્તાવીસમી કલમના એક અક્ષરને પણ આધીન ન થાય એવી આશા રાખુછું. ( પ્રજા ઘણા હર્ષથી ખુ-શાલીની તાળીયો પાડે છે ને રાજા કમળાનંદને બોલાવી ) લે આ તાહારી સુધરેલી સ્ત્રી. આશાછે કે તે તને હવે સુખ આપશે. એના વીશેના ખોટા વિચારો તું હંમેશને માટે કાહાડી નાંખજે. થનાર વસ્તુ થઈ ગઈ છે. થવાકાળ અગાડી કોઇ ડાહ્યું નથી. દેવતા પણ ભૂલ કરેછે.

**કમળાનંદ**—માહારા મનમાં પણ આપના જેવીજ અસર

થવાને લીધે આપની આજ્ઞા માથે ચઢાવું છું.

વિદુષક—જુઓ ગધેડે બેસનારનું મોં! પણ અશે હમણાં નીતિને ઘોડે ચઢવાનું મળશે. સારી રીતે ચાલો! નીતિ દેવી ઝાલો! સુખ સાગરમાં મ્હાલો! લાગુ કેવો વ્હાલો? ઓલ રાઈટ વેરી ગુડ. ( જાય છે. રૈયત વીગેરે સર્વે રાજાની ઉદારતાથી ખુશી થતા ઘેર જાય છે. ) પડદો પડે છે.



# અંક ૫ મો.

## પાત્ર.

ચંદ્રસિંહ... ... ... ... ... ... ......રાજા.
વિવેકવર્મા... ... ... ... ... ... ...પ્રધાન.
પ્રમાણીકરાય .. ... ... ... ...કમળાનંદનો પિતા.
ભગવતરાય .. ... ... ... ...કમળાનંદનો મિત્ર.
રમણીકરાય .. ... ... ......વિલાસાનંદનો પિતા.
અક્કલશંકર... ... ... ... ... .. એક વૃદ્ધ પુરૂષ.
કમળાનંદ... ... ... ... ..પ્રમાણીકરાયનો પુત્ર.
વિદુષક... ... ... ... ... ...હાસ્યજનક પુરૂષ.
હરીભાઈ.. ... ... ... ... ... ...ગુમાસ્તો.
છડીદાર... ... ... ... ... .. નકી પોકારનાર.
ચતુરલક્ષ્મી... ... ... ... ..કમળાનંદની જનેતા.
કામાગવરી... ... ... ... ...કમળાનંદની પત્નિ.
નીતિલક્ષ્મી... ... ... ... ... ...તેની સખી.
દયાલક્ષ્મી .. ... ... ... ..વિલાસાનંદની જનેતા.
વિચારશંકર... ... .. ... ... ...એક વૃદ્ધ પુરૂષ.

ત્યારબાદ કેટલાંક છોકરાં, કેટલાક માણસો, સ્ત્રીયો, કેટલાક શ્મશાણી માણસો, એક ચાકર તથા સાંભળવા આવેલા ગામના લોકો વીગેરે બાદ સર્વે પાત્રો.

## દર્શન ૧ લું.

### સ્થળ—કમળાનંદનું ઘર.

**પ્રમાણિકરાય...ચતુરલક્ષ્મી...હરીભાઈ...વિદુષક...ભગવતરાય... કામાગવરી...નીતિલક્ષ્મી...ત્યારબાદ કેટલાંક છોકરાં.**

**પ્રમાણિકરાય**—હે પ્રભુ ! એવો તે મેં તાહારો શો ગુન્હો કીધો હતો કે માહારી વૃદ્ધાવસ્થામાં માહા મેહેનતે મેળવું કરેલું આબરૂનું ઝાડ લુંટાવી નાંખ્યું ? અરેરે! હવે હું શું મોં લઈને બાહાર નીકળીશ? માહારા નામે હજારો બ્હીતા તેઓ હાલ માહારી પુંઠે ખોટી વાત કરેછે. અરે પ્રભુ ! તાહારે જ્યારે માહારી આબરૂ આમ લુંટાવી નાંખવી હતી તો મને પેહેલથી શે ન ઉપાડી લીધો? શું દરેક માણસને કલંક ચઢાવવું એવો તાહારો નીયમ છે? રે! માહારી સાત પેઢીના નામને બટ્ટો લાગ્યો! હાય! હાય! તોબા! તોબા ! આફરીન!આફરીન !

**ચતુરલક્ષ્મી**—અરે ! તમે એટલા બધા શાને દીલગીર થાઓછો ? હોય ! આબરૂ ગઈ તે નગઈ થવાની છે ? દુનિયાની ઘટમાળમાં રાયરંક આવી જાય છે. હવે મન વાળ્યા વગર કાંઈ બીજી સીદ્ધી નથી. અલ્યા ! કેમ આટલો બધો દોડતો દોડતો હરખમાં આવ્યોછે ? શું તું જાણતો નથી કે આ શોકનો વખત છે?

**હરીભાઈ**—માજી ! શોકનો વખત ફીટી હર્ષનો વખત થયો છે. પ્રભુએ આપણી વ્હાર કીધી છે.

**પ્રમાણીકરાય**—( ચતુરલક્ષ્મીને ) પણ એને કેહેવાતો દ્યો કે શી હર્ષની વાત છે ?

**હરીભાઈ**—બાપાજી ! કામાગવરી ભાભીને માહારાજાએ દયા આવવાથી છોડી મુકયાં છે.

ચતુરલક્ષ્મી—હેં ! હેં ! હેં !

વિદુષક—પાડું બરાડે બેં ! બેં ! બેં ! બેં !

હરીભાઈ—હા મા ! ખરી વાત છે !

ચતુરલક્ષ્મી—ઓહો ! ખરી ખુશીની વાત ! ત્યારે તો એ આવતી હશે ! ચાલ હું જોઉં તો ખરી પણ અરે ! આ કીકીઆરી શાની થાય છે ?

છોકરાં—હુરે ! હુરે ! હુરે !

વિદુષક—ભુલ્યાં. કહોકે ક્યાં કર્મની હુરે ! હુરે ! હુરે !

છોકરાં—( પેહેરેલું લુગડું ખેંચીને ) કાકી કેમ છે ? ક્યાં જઈ આવ્યાં ? ખુશીતો ખરા ? કેવી મઝા પડીતી વારૂ ? ( કામાગવરી વિગેરે પ્રવેશ કરે છે. )

પ્રમાણિકરાય—આવ્ય ભાઈ ભગવતરાય !

ભગવતરાય—હા કાકા આવ્યો.

ચતુરલક્ષ્મી—( કામાગવરીને ) આવ્ય બેટા બેશ.

વિદુષક—અક્કલ આવીછે ત્યારે મૂર્ખાઈમાં કરેલું કામ કેવું સાલેછે ? આંખ આંસુમાં કેવાં ડપકાં મારેછે ? મોં કેવું લેવાઈ ગયું છે ? અને શરમ રૂપિ સરીતા જેમાં મળેલીછે એવા શોક સાગરમાં કેવી તળીએ બેશી ગઈ છે ? પોતે ભણી છે તોપણ બોલવાના શબ્દો કોણુ જાણે ક્યાંએ સંતાઈ પેઠા છે ?

ચતુરલક્ષ્મી—( કામાગવરીને છાતી સરસી ચાંપી માથે હાથ મુકીને ) બેટા ! ગભરાય છે શાવાસ્તે ? હોય. અણપલોટેલો આખલો તોફાનજ કરે. ઠોકરો ન ખાધી હોય ત્યાંસુધી ડાવકાપણું નજ આવે ને ભુલ થાય પણ થઈ ગએલાને વાસ્તે શોક કરવો એ બાજબી નથી. નદીનું પાણી વહી ગયા પછી કેમ રોકાય ? હજુ પણ સમજીને ચાલશો તો બસછે. વાલા,વંઠ્યાને

વટલ્યા તો એકવાર; કાંઈ વારે ઘડીએ નથવું જોઇએ.

**પ્રમાણીકરાય**—અમે આગલે મેડે બેશીએ છીએ. ( એમ કહી મરદ વર્ગ જાયછે. )

**કામાગવરી**— ( લલીત. )

કરમ ફૂટ હું, હાય હાયરે, કિધુ નઠારૂ મેં, કામ તો ખરે;
ધિક! પડી અરે! દુષ્ટ કાયમાં, બળિગઈ હતે, ઠીક જગતમાં.
જનમી હોતના, તો ભલુ થતે, જગત આબરૂ, રે ! નહીંજતે;
શ્વસુર જેહની, આબરૂ તણી, ફરકતિધ્વજા, નાશ મેં કરી.
( મુર્છાગત થઈ પડેછે. )

**ચતુરલક્ષ્મી**—અરેરે ! આ શું થયું ? એ બાપુડી તું બોલતો ખરી ! આટલી બધી એકાએક કેમ સ્તબ્ધ બની ગઈછું ? ઉઠ બાપુ ! ઉઠ ! અલ્યા હરીભાઈ ! પાણીનો લોટો લાવ્ય.આ એકાએક શું થયું? જોતો ખરો! દોડ! દોડ! વેહેલો આવ્ય. (પ્રમાણીકરાયઆવેછે.)

**પ્રમાણીકરાય**—અરે ! આ એકાએક શું થઈ ગયું ?

**ચતુરલક્ષ્મી**—બોલતી હતી પણ એકાએક તેઆમ પડી ગઈ.

**પ્રમાણીકરાય**—એ ગભરાઈ જવાથી બેશુદ્ધ થઈ ગઈ હશે માટે એને પાણીબાણી છાંટો કે સાવધ થશે. ( પ્રમાણીકરાય જાયછે. )

( પ્લવંગમની રાહ. )

જાણું દીલની માંહ્ય ખોટું હુંથી થયું,
ભડ ભડ લાગે કાય અગ્નીવિના બળું;
સમજુ મ્હારી માત ખોટું નહીં જરા,
લગાડશો દીલમાંહ્ય ગુન્હા હુંથી થયા.
જેવી તેવી પણ બાળ ત્હારી માત હું,
ત્હારે લેવાની સંભાળ પાકી દયાળતું;
જોતું કાહાડે દુર,અન્ય ન આશરો,
કરવો પડે મુજ જીવ, દુઃખ પામી પરો.

**ચતુરલક્ષ્મી**—બાપુ ! હજુ સુધી પણ તાહારા ઉપર ખોટું લાગેલું જતુ રહ્યું એવી તને ખાત્રી થતી નથી ? તાહારા મનથીજ તને જ્યારે ચાનક લાગી છે ત્યારે હવે માહારે કાંઈ ખોટું લગાડવાની જરૂર નથી. જો તાહારામાં કદાપિ નાદાની રહી હોય તો માહારે ખોટું લગાડવું પડે. તું તાહારા મનમાં બે ધડક રહે કે મને તાહારા ઉપર જરા પણ ખોટું લાગ્યું નથી.

**વિદુષક**—હવે શું જખમારવા કરશે ? ઓહો ! સાસુનો શું પ્રેમ છે !!! 'આદવેર સાસુને વહુ" એ કેહેવત આ ઠેકાણે કેવી તદ્દન ખોટી થઇછે ! બીજી સાસુ હોય તો ઘરમાંથી બળતું લાકડું લઈને સામી થતાં પણ છૂટકો કરે નહીં અને કૂતરા બલાડીનો વેહેવાર જણાવી આપે ! બોલોના ફટકા પડે તેતો જુદા. ઓહો ! આવી સાસુને ધન્યછે કે વહુ આટલો ગુન્હો કરી આવી છતાં પણ તેને ધીક્કારના શબ્દો કેહેવાને બદલે પ્રીતીથી દી-લાસાના શબ્દો છાતી સામી દાબીને કેવા કેહેછે ? મા પણ તેને આવી વખતે આવું કરી નહીં શકે ! હાલમાં નાની વયમાંથી જે જુદા રેહેવાનો ચડસ પડેછે તેનું મુખ્ય કારણ સાસુ વહુનો કુસંપજ છે. જો સાસુ વહુ આ પ્રમાણે સંપસંપીને ચાલતાં હોય તો ઘીનાઈ લોકોનાં ચારસેં ચારસેં વરષથી ભેગાં આવતાં કુટુંબોને હરાવી દઈ સેંકડોના સેંકડો વર્ષો ભેગાં રેહે પણ હાલમાં તો પોતાનો છોકરો બાહારથી આવ્યો કે તાહારી વહુએ આમ કર્યું ને આમ કહ્યું વીગેરે લવવા મંડી જાય છે.

**નીતિલક્ષ્મી**—બેહેન આવ ! આવ ! બેસ માહારી સા-થે. હવે તું માહારી સાથે બેસવાને લાયક થઈ છે. શરમ હવે કાહાડી નાંખ.

**ચતુરલક્ષ્મી**—તમે બેસો ! હું જરા જઈ આવું. ( જાયછે.)

**કામાગવરી**—બેહેન! ત્હારી સુવર્ણ શીખામણ સાંભળેલી પણ સેવી નહીં ને તાહારા કેહેવા પ્રમાણે શાંત બેશી રહી નહીં ૦ ૦ ૦ ૦

**વિદુષક**—હવે સાથે લાગ્યું એમ કેહે કે માની નહીં તો દુઃખની સેવના થઈ!

**નીતિલક્ષ્મી**—બેહેન! ઘોડો પૂર જોસમાં જતો હોય તે વખતે તેને રોકયો રોકાતો નથી પણ હવે તો તું તાહારા મનથી શોકની ત્યાગી થઈ છે ૦ ૦ ૦ ૦

**કામાગવરી**—બેહેન! હવે મને તાહારા શબ્દોની પાકી ખાતરી થઈ. આંખે પાટો બાંધી ચાલી પણ માથામાં વાગી લોહી નીકળ્યું ત્યારે હવે મૂર્ખતા સમજાઇ આવી.

**નીતિલક્ષ્મી**—આટલેથી તું સમજી તે ઠીક થયું. તું હવે નીતિને લગતા દરેક શબ્દો તાહરા હૈયામાં કોતરી રાખી વાહાણામાં ઉઠી દરરોજ પેહેલવેહેલા સંભારજે એટલે બસ છે. પડદો પડેછે.



## દર્શન ૨ જું.

### સ્થળ—ફાંસીની જગ્યા.

રમણીકરાય...દયાલક્ષ્મી...અક્કલશંકર...વિદુષક...ત્યારબાદ કેટલાક માણસો તથા સ્ત્રીયો.

**રમણીકરાય**—હાય હાયરે! માહારા બાપ! નખોદની પાટી વળીગઈરે હાય! હાય રે! માહારો માંડવો લુંટઈ ગયો! અરે પ્રભુ! માહારૂં આંખનું નુર ઉડી ગયું! અરે માહારો થાંભલો તુટી પડ્યો! અરે પ્રભુ! હે દયાળુ પિતા! તું દયાળુ થઈ આવો ક્રુર કેમ બનીગયો? અરે માહારા ઘડપણના વખતમાં ગરદન મારી નાંખ્યો-

રે માહારા બાપ ! અરે માહારા વિલાસાનંદ ! માહારા હૈયાના હાર વિલાસાનંદ! માહારી વૃદ્ધાવસ્થામાં તે લાકડી ઝાલી કોણ દોરશે ? અરે ! હવે હું કોના આધારે જુસ્સો રાખીશ? અરે તાહારા કમળ સમા મુખમાંથી શબ્દ રૂપી જરાકતો રસ નાંખી તૃપ્ત કર. અરે! આમ છેકાછેક રીસાઈ ક્યાં જાયછે? ભાઈ કાંઈ દયા લાવ. તાહારા ઘરડા બાપની દયા લાવ. તાહારા ઉપર તો માહારી મોહોટી મોહોટી આશાઓ છે માટે હવે ઉઠ. આમ શાંને જક્કી બનેછે? બધાએ સાથે જક્ક હોય પણ શું તું ઘરડા બાપની સાથે પણ જક્ક કર્યા વિના રેહેતો નથી. જો તાહારે આમ છેકાછેક કરવું હતું તો માહારૂં માથું કાપી નાંખીનેજ જવું હતું.

(રાગ કાફી.)

ફુટી ગયું મ્હારૂં રે, નસીબ નખોદ વળ્યું,
"હાય હાય !" હવે મૂખે જપવાનું, રોઇને ગાળવા દીન,
બાળ છતાં હું વાંઝીયો બનીયો, થશે કોણ આધીન,
ધીરજ કોના જોરે રે, રાખુ દીલમાંહી હું. ફુટીગયુ—
ગળપણ વીનાં જમણ શાંનું? તન વીના શાનો બાપ ?
સુગંધ વીના રે ફુલ શાનું? જીવ હવે પ્રભુ કાપ,
ધાપ મારી ખોટી રે, જડામૂળથી વાળ્યું ઊંધું. ફુટીગયું—
ત્હારા વીના મ્હારી પુંઠે, રે'શે શાથી નામ ?
ત્હારા વીનાં રે હવે મ્હારૂં, કરશે સર્વે કામ?
હામ કોની રાખું રે? ભર દરીએ નાવ ઊંધું વળ્યું. ફુ૦—
કરવું આવું છાજે તુજને, રે' નહીં મ્હારા પ્રાણ;
શું તું મ્હારો દીકરો થઇને, કરવા બેઠો હાણ?
લાં'ણ શું તું કાહાડે રે? ત્હારા વીના અહીં રહું. ફુ૦—
ઝટ ઝટ વ્હેલો આવ્ય તું અહીંયાં, શાને કરેછે વાર ?

વીલંબ કરવો છાજે તુજને, ઘટે નહીં રે લગાર,
વીચાર તું દીલમાં રે, પીતા સાથે ફરજ સહુ. પુટી૦

**દયાલક્ષ્મી**—હાય! હાયરે દીકરા! તેંતો ઘર બોળ્યુંરે બાપ! હાય! દીકરા આવું કોઇ દહાડો નોહોતી જાણતી રે દીકરા! તેં દગો દીધો રે બાપ. તેંતો કદીએ માહારી શીખામણ ન માની રે ભાઇલા! અરે બાપુડા! તુંતો તાહારી હઠીલાઇમાં ફસી પડ્યો રે ભાઈ! હાય! હાય! તને તાહારાં ઘરડાં માબાપનીએ દયા ન આવી? અરે! માહારા એકના એક દીકરા! હવે તાહારાં રવડતાં મા બાપની શી વલેહ થશે? તેમની માલ મીલકતની શી વલેહ થશે? અને હમારા મુઆ પછી કોણ માથે હાથ દઇને રડશે? અને શ્રાધ કરી સ્વર્ગે કોણ પહોચાડશે? હાયહાયરેદીકરા! તું કેહેતો તો ખરો. અમને હવે હશીને વાત કોણ કરશે? દીકરા! દાદા દાદીનો ઓરીયો તો વીસ્રોએ નથી! દીકરા જરાકતો બોલ! તારી વાહાલી મા સાથે તે હઠીલાઈ કરાય? હાય! હાય રે! દીકરા! કરમ ફુટી ગયું રે બાપ! અરેરે!

(રાગ વણજારો)

રે! રે! છટકી ક્યાં ગયો, ઓ દીકરા રે.
ટળવળતાં મુકી માબાપ, વ્હાલા મ્હારા રે.
ક્યારનો ફરતા વાસો થયો, ઓ દીકરા રે.
દયાએ છોડયુ ક્યારથી માપ, વ્હાલા મ્હારા રે.
માત પીતા તું વૃધ્ધછે, ઓ દીકરા રે.
હવે જીવશે થોડો કાળ, વ્હાલા મ્હારા રે.
તોપણ ધીરજ ધારીને, ઓ દીકરા રે.
તેં કીધ નહીં રે સંભાળ, વ્હાલા મ્હારા રે.
વેરાન સર્વે હું ગણું, ઓ દીકરા રે,
શે'ર સર્વે ખાવા ધાય, વ્હાલા મ્હારા રે.

તાહારા વીના કોને કહુ, ઓ દીકરા રે.
કરવાને મ્હારી સ્હાય, વ્હાલા મ્હારા રે?
જે જગ્યાએ તું રહ્યો, ઓ દીકરા રે.
ત્યાંથી ઝટ ઝટ પાછો આવ, વ્હાલા મ્હારા રે.
ગુન્હો જે તુંથી થયો, ઓ દીકરા રે.
તે સર્વે થયોછે માફ, વ્હાલા મ્હારા રે.

અક્કલશંકર—અરે શોક શું કરવા કરોછો? તમારે ને એને પૂર્વ જનમના રણારબંધનું દેવું લેહેણું હતું તે પતાવી ચાલ્યો ગયો. આપણો કાંઈ એમાં ઉપાય નથી. હવે અમસ્તા રડે શું ઉઘડવાનું છે? ઇશ્વરનો બનાવેલો પ્રાણી તેનીજ આજ્ઞાને તાબે થાયછે અને રડીને તમે તેના ઉલટા ગુન્હેગાર થાઓછો. શું તમને કોઈ ઉછીતું આપે તે પાછું આપવાની દાનત નથી? શું તેની તમને ધાસ્તીજ નથી? આ રડોછો તે જેમ નાહાનું બાળક પોતાનો બાપ આપેલી ચીજ અમુક વખત પછી તે ન બગડે માટે લઇ લે તે પાછી લેવાને વાસ્તે બાળક જેમ રડીને ધીનોજાવેડા કરેછે તેમ તમે શું તે પાછું લેવાને વાસ્તે ધીનોજાવેડા કરોછો ?! ઈશ્વરને આ વાત બીલકુલ પસંદ નથી. શું ઈશ્વરને તમે તમારા કરતાં ગાંડો સમજોછો ? કદી નહીં! ઈશ્વરનાં દરેક કામ ડાહાપણથી ભરેલાં હોયછે. કોઈ પણ બાબતમાં તેની મૂર્ખતા જણાઈ આવતી નથી. ત્યારે શું આ કામ તેણે અઘટીત કર્યું હોય એમ લાગેછે? નહીં! નહીંજ! આ વખતે તો વિલાપ કરવા કરતાં ઈશ્વર ભજન કરીને તેને સદ્ગતી અપાવવી જોઇએ. ખરૂંછે કે પ્રેમછે તેથી રડવું તો આવે પણ તે દીકરો ક્યારનો ? તમે બાપ ક્યારના ? તમારો પ્રેમ પૂરતો હોય તો જીવ એક ખોળીયું બદલી બીજા ખોળીયામાં જાય

તે વખતે તમે તેને કેમ નથી ઓળખતા ? કદાપિ તે જીવ કૂતરાના ખોળીયામાં જાય અને કુતરૂ તમારા ઘરમાં આવે તો તેને રોટલો તો શું પણ લાકડી લઇને મારવા જાઓછો ! આમ મોઢથી રડી બતાવવું એમાં કાંઇ વધારે છે નહીં. મનની લાગણી મનમાં તો લાગેજ. હવે તો સ્મશાણમાં આ નીરજીવ દેહને શમાવવાની તૈયારી કરવી જોઇયે. આમ આંખોમાંથી આંસુ, શરીરમાંથી કૌવત અને હીમત્ત કમાર્ગે કાહાડી નાંખવાં યોગ્ય નથી. તમો વૃદ્ધ થઇને શું સમજતા નથી ? જીવ ગયા પછી દીકરા કોને કોહોછો ? માટે બસ કરો.

**વિદુષક**—અલ્યો સાંભળો ! સાંભળો ! એ સારંગી વાગી!

**૧ માણુસ**—ઓ મ્હારા બાંધવ ભાઇરે !

**વિદુષક**—અલ્યોઢોલક સંભળાયછે! સાંભળો!સાંભળોતો ખરા!

**૨ માણુસ**—ઓઅઃ ! ઓઅુઃ ઓહોહો !

**વિદુષક**— વાહ ! આતો મુડકાદેવી આવ્યાં?

**૩ માણુસ**—ઓ ભાઇરે ! મારી નાંખ્યો મારા બાપ ! અરે ભાઇલા તું ક્યાં નાશી ગયોરે ?

**સ્ત્રી**—( ખુલ્લી થઇગએલી છાતી કુટતી આંખમાં ચોધારાં આંસુ સાથે વીખરાયલાં જટીયાં ખેંચતી પ્રવેશ કરી ) હાય ! હાય ! મારાભાઈ કેર કરી નાંખ્યોરે બાપ ! રણમાં ત્હારી બ્હેનને રવડતી મુકી ગયોરે બાપ ! હવે શું કરૂરે ભાઇલા ? ક્યાં જાઉરે ભાઇ.

**વિદુષક**—ભાયડા અને બાઈડીઓ આવોને. બધા શીદને વાર કરોછો ?! ભાઈની પાલખી બાંધી ચઢાવોને ખભે ! ( વાંસ દોણી લઇને પ્રવેશ કરેછે ) અલ્યા ભાઈ જોજો ! બાંધો સારી પેઠે કચડાવીને ! છોડશો નહીં એતો એજ ! ફુલની વૃષ્ટી તો જીવને થઇ

પણ તેમાં દેહને શું ! એ દેહેજ ખાડામાં નાંખ્યાછે તો—( મડદું ઉપડતું જોઇ ) ભાઈ ચાલ્યાકે ! જો ધાડ પડીછે ! જાણે કે વટાણાના દાણાજ વેરઈન જતા હોય ! ( મડદા પાછળ બાઈડીઓની કીકીયારી સાંભળીને ) હુંઅ! એતો મેલો કકડાવીને. જો જો કાંઈ બાકી રેહેતી ! આટલા બધા ઉભાછે તેના કાન ફુટી જાય ત્યારે ખરી વાત ! ( મડદુ ગયા પછી બાઇડીયો ખુબ કુદતી જોઇને ) વાહ ! વાહ ! આ-જતો આપડો મનખો સફળ થઈ ગયો. ન દીઠાનું દીઠુંને. ફ્રાન્સ, જર્મની. વિલાયત, મુંબઈ, કલક-ત્તા બધે ફર્યો પણ આવો નાચતો કોઈ ઠેકાણે જોયો નહીં. રાજાઓના નશીબમાંપણઆવું જોવાનું નથીતો! ગાયન પણ "ડેન્સીંગબૉલને" મળતુંજ પણ લપલ-પીયું છે અને છાતિ કુટવા રૂપિ તાલ પણ ઠીક મળેછે!

**સ્ત્રીયો—** (રાગ રાજીયાનો.)

હાય ! દુઃખી કરીને, ઝાલી વાટરે.
કાંઈ દીલમાંહી, દીકરા વીચાર;
હાય ! દુઃખી કરીને, ઝાલી વાટરે.
ઓય રાજવી હાયહાય.
કોણ બ્હારથી આવી કે'શે માત? હાય !
કોની સાથે કરીશ હવે વાત? હાય !
કોને દીકરા કહી બોલાવીશ હું? હાય !
ઘરબાર હાય ! કૂણનાં હવે થશે? હાય !
ઘણાં લૂગડાં લત્તાં કોણ પેહેરશે? હાય !
બે'ન ભાઈ કહી કોને બોલાવશે? હાય !
પ્રભુ પાસ તુજ ભાવ કુણ પુછશે? હાય !
ક્યમ સુવું ગમ્યુ રે! શ્મશાણમાં? હાય !
મ્હારી પ્રેમ રીત ગમી ન લગાર શું? હાય !

હતો સુંવાળી સેજમાં સુનાર, હાય !
કાષ્ટ માંહી સુવાસે કેમ હાય ! હાય ? હાય !

વિદુષક—હાં ! હવેતો નાચ મટીને ખરેખરો શોક જણાયો ખરો ! ગંભીરીનો શોક કેવો દીપી ઉઠેછે ! ખરેખર ! રસ્તે જતાં સાંભળનારના મન ઉપર પણ શોકની છાપ મારે છે. ડ્રોપસીન.



## દર્શન ૩ જું.

### સ્થળ—સ્મશાણ

વિદુષક ..રમણીકરાય...વિચારશંકર...ત્યારબાદ સ્મસાંણીયો વીગેરે.

૧ માણસ—(દાંણી લઇને) એ માહારો ભાઇ રે !

વિદુષક—અનીતિમાં કાયા ગુમાઈ રે !

૪ માણસ—(મડદાવાળા) રામ! રામો!રામ બોલોભાઇરામ.

૧ માણસ—અલ્યા ભાઈ ! અહીં વીસામો તો ખાઓ ; ખભાએ દુઃખવા આવ્યા !

૨માણસ—અલ્યા ભાઇ! તાપથી શરીર તો દાઝીને કાળું ઠીકરા જેવું બની ગયુ ને પગે તો ફોલ્લા ઉઠ્યા. લો મેલોને મેલતા હોતો—

વિદુષક—હવે શરીરની વાત કયાં કહોછો? તમારાંમોઢાંજજુઓને-

૩ માણસ—હીંડોને ભાઈ ! હવે નદી ઉપરજ નાંખીશું. થોડા માટે શું કામ ? થાકયા હોતો હાથમાં ઝાલી લો. દોડો દોડો; પગ બળેછે.

વિદુષક—"જીવને શ્વાસ તણી સગાઇ, પછી પુછે નહિ કો'ભાઈ;! જુઓ લેહેરી લોકો ! તડાકા મારતા મારતા આવ્યા ! લાગણી તો આનુંજ નામ કેહેવાય !

શેહેરમાં તો ગવૈડાની પેઠે ગામ ગજવતાતા ! ને અહીં અગાડી તો આંસુઆં જાણે બલાડી ચાટીજ ગઈ છે! શોકતો જાણે સુકાઇજ ગયોછેને! જાણે કે જમીઆવ્યા પછી નીરાંતના તડાકા ન હાંકતા હોય તેમ શોકને સંતાડી દઈ ગપાટા ચલાવી રહ્યા છે; શું મનમાં બળાપો થાયછે? એમને તાપનો તો ડર હોય ત્યારે ઉતાવળા ચાલે કને! આ માથે તો મોતીયાંની આંટીયો મારીછે; પગમાં જોડા ચઢાવ્યાછે;! એટલે રાજા લોકોની પેઠે હાથમાં તમાકુ લઈ મુચ્છો ઉપર તાર દેતા અને ગપાટા મારતા ચાલ્યા આવેછે જાણે કે વર પરણાવા ન જતા હોય ?
(મડદુ કિનારા ઉપર ઉતારી નવરાવી ચીતા ઉપર મુકી સળગાવેછે)

**રમણીકરાય**—(ચીતા સળગતી જોઇને)

(રાગ વેરાડી.)

(સુમંત સંચર્યો રે, મારગે કરતો જાય રૂદન.) એરાહ.

ધીક! મુજ જીવવું રે, દેખુ બળતી તનની કાય,
જીવ્યો મૂવા સમો રે, કયમ મરી ગયો નહીં હાય?
ધીક! જીવ તુજને રે; બેસી રહ્યો તું દીલની માંહ્ય,
જતો કેમ તૂં નથી રે? નિર્લજ થઇ રહ્યો તું આંહ્ય.
પ્રેટ શું તુજને રે, રેવું નહીં તને જ્યાં માન?
અક્કલ વીણનો રે, માંનું તુજને હું હેવાન;
પ્રભુ તું આંધળો રે. ત્હારે ઘેર નહિ ઇનસાફ,
મુરખ તું આ પળે રે, જોકે રૂડું બનાવ્યું આભ.
હવે આ માહરી રે, જાળવવાની શાથી કાય?
દયા નવ આવતી રે, મૂરખો બની ગયો કેમ હાય ?

(દોડતો દોડતો ચિતામાં પડવા જતાં તેને ઝાળેછે.)

**વિચારશંકર**—( મોહોટા સાદથી ) અરેરે ! ઇશ્વરની માયા

કેવીછે ? કીડી કંટકથી માંડીને તે મોહોટા વિચારવંત પ્રાણીયોમાં પણ માયા, માયા, ને માયામોજ આવેશ ! માણસ થોડો કાળ આ દુનિયામાં રહીને અનંત કાળનો વિચાર કર્યા વિના હાથીએ ખાઈ કાઢેલા કોંઠા જેવી માયાઈ ઓજમાં ફસી પડેછે, અને આ દુનિયાની અંદર દગા ફટકા રમેછે, પણ અરેરે ! છેવટે વાના ગોળા જેવી જીંદગી ભાગી જાયછે. તે વખતે દગા ફટકાથી થએલું સુખ સાથે આવતું નથી, અથવા પછાડી કીર્તિ રેહેતી નથી. પણ તેનાથી થએલાં પાપજ માત્ર સાથે આવે છે, અને અપકીર્તિ અચળ રેહેછે. માણસે દુનિયાં કરતાં ઈશ્વર તરફ વધારે લક્ષ આપવું જોઇએ, અને શોધન કરવું જોઇએ. એ વીના છૂટકો નથી કારણકે પાપ પુન્યનો જવાબ તેની હજુર આપવાનો છે, શીક્ષા લેવા તેની હજુર ઉભા રેહેવાનું છે માટે આપડે આ દુનિયામાં ભક્તિ કરી તેનું અંતઃકરણ પલળે એવી યુક્તિયો કરવી જોઇએ. માટીની કાયા ઉપર મગરૂર થઈ ફરવું ન જોઇએ. આંધળા થઈ માયાને માયામાંજ દોરાઈ જવું ન જોઇએ. અરે ! આજ માણસ સુઈ રેહેતી વખત જો જરાક કાંઈ ખુંચે તો નીરાંતે બેઠેલો સાપ છંછેડવાથી ઉછળી ઉભો થાય તેમ થાય પણ અત્યારે પોતાની ચોગરદમ, જોનારને ત્રાસ ઉપજાવે એવા, અગ્નીના ભડકા બળેછે ને ઉપરથી વાંસના ગોદા પડેછે તોપણ તે બોલતો નથી. હે પ્રભુ ! આવું તે શાવાસ્તે કર્યું હશે ?

૧ માણસ—( પાસે આવીને ) ભાઈ શા વિચાર કરોછો ?!

વિચારશંકર—ઈશ્વરે આ મરવાનું શાવાસ્તે કર્યું હશે ?! માણસને મરવાનું ન કર્યું હોતતો બહુ સારૂ થાત.

૧ માણસ—અરે ! પ્રભુએ મરવાનું નકર્યું હોતતો તેને કોઈ માંનત પણ નહીં. મરવાનું કર્યુંછે છતાં પણ લોકો આવા મોહોટા ગુન્હાઓ કરેછે તો પછી ન મરવાનું કર્યું હોતતો શુંએ થાત ! જે ઇશ્વરે કર્યું છે તે કૃતી તરફ લાંબો વિચાર ન કરવો પણ "કર્તાએ કરૂણા કરી કર્યું વીચારી કામ" એમ માન્ય કરી રાખવું.

વિદુષક—હવે ડાહાપણ ને ઘેલાપણું બધુ મુકીને જાઓને ઘેર વેહેલા ! તાપમાં બેશી રેહેવાની શી જરૂરછે ? બહુ અક્કલવાન છોતો ! તમાચો મારીને મોં લાલ રાખતાં બેશ આવડેછે. "પેટમાં પુમડું પાણી નહીં ને માહારૂ નામ દરીઆવખાં". અક્કલનાતો ધણી થઈ પડ્યા છો એટલે આવીજ ગયુ તો ! (સર્વ નાહી ઘર તરફ ચાલવા માંડેછે તેવાંમાં)ભાઈ ચાલ્યા બાપનું પતી રહ્યું હોય એમ! અક્કલતો હેવાંન જેટલીએ નથી. ચણાવોને એક વિશ્રાંમ સ્થાંન અને લખો એના ઉપર આ લેખ કે બધાને ખબર પડે.

( બેત. )

નીતિ નીહાળ્યા વિના, કરવા જાએ કામ,<br>
દુઃખ અતીશે પામીને, આખર થાએ આમ.<br>
નીતિના સાથી બનો, દુઃખથી ડરો ન આપ,<br>
અનીતિનું સુખછે ભુંડુ, આખરછે સંતાપ.

હું હું ! હજુ ઘેર જતાંએ ડફોળો બકતા રેહેછે ? ડાચાંએ કૂતરા જેવાંછે તો ! તડાકા તો એવા મારેછે કે જાણે અક્કલનાજ થાંભલા ન હોય ! તે વિશ્વકર્માની પેઠે હવામાં અદ્ધર મેહેલ બાંધે. કાંઈ તડાકાની હદ હોય કે નહીં ? ન થાય એવી વાત તે કોઈ કરતું હશે? મુળતો ગમારછે ને ડાહ્યા થવા જાયછે. ( પડદો પડેછે. )

# દર્શન ૪ થું.

## સ્થળ—કમળાનંદનું શયનગૃહ.

કામાગવરી...કમળાનંદ...વિદુષક...નીતિલક્ષ્મી...ભગવતરાય...એક ચાકર.

**કામાગવરી**—અરે પ્રભુ! આવી કમબખ્તી મને ક્યાંથી સુઝાડી? મને હાલ બેહાલ કેમ કરી નાંખી? હવે હું માહારા દયાળુ સ્વામીનાથને મોઢું શું બતાવીશ? હું પાપી, જવાબ શું દઈશ? માહારા જીવતરને ધીક્કારછે કે માહારા ઉપર રાખેલા ભરૂસાનો મેં ખોટો ઉપયોગ કરી પ્રાણનાથને દગો દીધો. અરે! હે વિલાસીયા! તું ભવો ભવ આવી સ્થીતિને પામજે. રૌરવ નર્કે જતાં પણ તાહારો છૂટકો ન થશો. અરે કમબખ્ત! હું ઘરમાં બેશી રહેલીને તેં છેકા છેક આવીને સતાવી ખરાબ કરી! ધીક્કારછે ત્હારી જીંદગીને! રે! રે! મુંડા મન! તું બીજાને શાને વાસ્તે દોષ દેછે? અભુજ અભાગી! અવીચારી થઈ તુંજ ફસી પડયુને—અરે રે! બીજો તો ગમે તે કરે પણ તું શાનેવાસ્તે લભાગુની પેઠે લોભાયું! અરે! મુંડી જાત! તાહારી સુંદરતામાં ભડકો કેમ ન ઉઠયો? તું કાળુ સ્વરૂપ કેમ કરીને ન બેઠી? (આંખ ઉપર હાથ મારીને) પાપી લોચન! મને અગાધ ખાડામાં નાંખનાર તુંજછે. રે! હું તાહારૂ કીયે અવતાર વેર વાળીશ? હાય! હાય! પ્રાંણનાથનાં તો હવે પગલાં વાગેછે. તે કૃપાળુ તો હમણાં આવી ઉભા રેહેશે! તે વખતે (છાતી ઉપર મુક્કી મારેછે) હું માહારૂ પાપી શ્યામ મુખ શું બતાવીશ? હાય! હાય! તેમને શું કેહેશે? અરે તે પુછશે કે વિલાસાનંદ તો કુવામાં પડે માટે તારે પણ શું નીતિલક્ષ્મી રૂપિ દીવો છતાં કુવે પડવું? ત્યારે શો જવાબ આપીશ? માહારા ઉપર તે કોને

દયા આવે? ખચીત! રાજાએતો મને જીવતદાન આપ્યું છે પણ હવે મ્હારે જીવવું લાજમ નથી. હે પ્રભુ! હવે તું મને સંભાળી લેજે. (એમ કહી સ્વહસ્તે ગળુ ડાબવા જાય છે.)

**કમળાનંદ**—( પ્રવેશ કરી ) સબુર! સબુર! સાહસ કામ કરતાં હાથ પાછો ખેંચો! (પાસે આવી હાથ પકડીને) અરે! અરે! આ શું કરોછો? આવી છોકરવાદી કરવી લાજમ છે? તમારો પશ્ચાતાપ મેરૂને પણ ડગાવે એવો છે. ગઈગુજરી વાત ઉપર વિચાર કરવો સમજુનું ચોન્હ નથી. આજે કૃત્ય કરતાં હતાં તેનું ભોગજોગ હું પાસે ન આવી પોહોચ્યો હોત તો શું પરિણામ થાત? આથીતો ભણતરને એબ લાગેછે. તમે ભણેલાં આપઘાત કરો ત્યારે તમારામાં અને અભણમાં શો ફેર?

**વિદુષક**—ખેંચ પકડ મીજે જોર આતા હે! ગાંડી હઈશ તો ઝટ લઈને નમી પડીશ! અરે. હું દાઝયા ઉપર ડામ કેમ દઉછું? ભાઈયો! હમેતો મજાક કરીએ છીએ. આ ઉપરથી કાંઈ ખોટો અભીપ્રાય ન બાંધશો.

**કામાગવરી**— ( રાગ પરજીયાનો. )

દયાળુ પીયુ માફના દેનાર રે, સ્વામી મ્હારા રે,
પાપી ઉપર રીસ ન લગાર રે, સ્વામી મ્હારા રે.
મુખ અમૃત તુલ્ય વચંનરે, સ્વામી મ્હારા રે,
તેને દગો દીધો મેં ધીક્ક રે! સ્વામી મ્હારા રે.
સોપ્યુ મને જેણે નીજ શીશ રે, સ્વામી મ્હારા રે,
રાખી પુરો હું પર વીશ્વાસ રે, સ્વામી મ્હારા રે.
પૃથ્વી પાપીનો સ્હેતી ન ભાર રે, સ્વામી મ્હારા રે,
ધીક્ક! ધીક્ક! મુજ અવતાર રે, સ્વામી મ્હારા રે.

**કમળાનંદ**— ( **રાગ વેશડી દેશી બીજીનો.** )

સુણો ભૂલ તો બધાથી થાય રે, સુંદરી માફી તને.
હવે શાને બહુ અકળાય રે, સુંદરી માફી તને.

ચડે રોશ એવું જોકે કામરે, સું૦ સૂધરી તેથી ખુશી અપારરે,સું૦
હવે દીલગીરી તણાં વચંનરે, સું૦છોડી, આનંદ માંહીતું ડોલરે સું૦
પ્રેમ ઉભો રહ્યોછે દ્વાર રે, સું૦ મૃદુ વચંન મુખથી કાઢ રે, સું૦
તુજ પરવાળા જેવા હોઠ રે, સું૦ તેના ઉપયોગની છે ખોટરે, સું૦
હાથી ઉપર ગુણ નવ શોભે રે, સું૦ તેતો ગર્ધબનેય ઘટેજરે, સું૦

**વિદુષક**—તમેએ ગુન્હો ધુનો ખુણામાં નાંખી ટકાના બનવા લાગ્યા કે શું? પણ ઠીકછે! એમાં કાંઈ ખોટું નથી, કારણ કે ચોખ્ખા સુવર્ણને બહુ તપાવવામાં શું કરવા બહુ વખત ગાળવો જોઇએ? ફીકર નહીં, "*Pure—love is pleasing to God*".

---

**કામાગવરા**— (દીંડી.)

પ્રાણનાથ દયાળુ બન્યા અપાર, માફી માગુ ગુન્હો જેકિંધો આવાર;
શીરછત્ર સર્વદોષ દૂરમુકો, દયાવારી દાર્શીને પલાળી મૂકો.
પ્રેમરીત તમે પૂરતી પીછાંણો, મધુરુ શબ્દ મૂખ બ્હાર તેથી આણો;
દુઃખી કેર દુઃખ શબ્દ વીસરાવે, પીયુ પ્રેમ ઝરો તેહ ઉભરાવે.

**કમળાનંદ**— (જીલ્લો.)

(મેરે ગીરીધર ગોપાળ, દુસરો ન કોઇ) એ રાગ.
કમલનયની આલી મ્હારી, વાંક હું સમાવું; કમળ૦
દીલગીરી દુર કરો, એજ મૂખ માગુ;
પ્રેમ નાશ પામે નહિ, એહ રૂડુ ધાર્યું; કમળ૦
પ્રેમ તણું મૂળ તુજ, સત્ય પારખુછું;
પ્રેમ જોર પૂરતું, તું દીલમાંહી જાણું. કમળ૦

**કામાગવરી**—(પ્રભુ અપરાધ ક્ષમા કર મ્હારો) એ રાગ.

દયાનાથ શબ્દ મને તુજ વ્હાલા,
રોગી જનને ઔષદ જેવું;
રોગ ઉપર તુજ રૂડા. દયાનાથ—
પ્રેમથી પુરા જે છે ભરેલા,
મનહરે પીયુ તમારા. દયાનાથ—

**વિદુષક**—(નીતિલક્ષ્મીને આવતી જોઇ) જો બાઇશાબ ! આ ચોખ્ખી ગરબડ કરેછે ? !

**નીતિલક્ષ્મી**— (આશાગોડી.)

ધૂમ મચી રહી શાની, પ્રેમી મહી ધૂમ મચીરહી શાની?
સર્વ દીશા પ્રેમ પ્રેમને, પ્રેમથી છેજ વસેલી; પ્રેમી—
આટલો ક્યાંથી પ્રેમ વધ્યોછે, વખત થોડી થએલી? પ્રેમી—
સંતોષી હું બનીશું અતીશે, તમ પ્રેમતો બહુ દેખી. પ્રેમી—
આવી રીતે પ્રેમ તમારો, રે'જો અચળઆશિષએવી. પ્રેમી—

**વિદુષક**—(કામાગવરીને છુટી પડતી જોઇ) જો! જો! શરમનાં સાપોલીયાં નાઠાં! અરે એતો બેનપણી છે. શાને શરમાઓછો ? "કરતાં હોય તે કરીએ ને છાશની દોણી ભરીએ."

**નીતિલક્ષ્મી**—બેન! તું શા વાસ્તે શરમાયછે? મને કાંઇ આથી દીલગીરી થતી નથી. હું તો આથી બહુજ સંતોષ પામુંછું. આવ્ય આવ્ય! બેસ !

**વિદુષક**—ઘેરઘેર માટીના ચુલા હોય તે શાને ખોટું લાગે? હવે તો તાહારી પાસે બેસાડીશસ્તો ત્હારી બેનપણી થઇછે તે! નહીંતો તો બતાવત. (કામાગવરી નીતિલક્ષ્મી પાસે આવી બેસેછે. કમળાનંદ તરફ જોઇને) ભાઇ! તમે તો હવે આરીયાં તુરીયાંમાં ગણાઈ ગયાં કે શું? તમારો તો કોઈ ભાવે પૂછતું નથી.

**નીતિલક્ષ્મી**—કમળને સૂર્યના તેજનો નીકટ સંબંધ છે તો પણ હજુ કમળ કેમ શરમાયછે?

**કમળાનંદ**—સૂર્યના જોરે ચંદ્ર સૂર્ય થવા જાય તેથી કાંઈ કમળ ભૂલાવો ખાય ?

**વિદુષક**—ભાઈ, લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જાઓ એવા છોતો ! (કમળાનંદ લુગડાં પેહેરેછે તેવામાં ભગવતરાય પ્રવેશ કરેછે.) આવોરે મેહેરબાન!

તમારોજ બાપ હતોને ! સૂર્ય વનાનો ચંદ્ર હલકોપડેછે.

**કામાગવરી**—(ભગવતરાયનેપગેપડી)પ્રાણનાથનાસુભેચ્છક!

**વિદુષક**—છક્ક કેહેતાં ચપ થઇ જવાયું ! કેમ અગાડી ચ-બાં ફાડતી નથી ?

**ભગવતરાય**—બેન ! આમ પગે પડી શું કેહેવા માગોછો ?

**વિદુષક**—જુઓ સુભેચ્છક ભાઈ પૂછેછે !!!

**કામાગવરી**—ભાઈ !

**વિદુષક**—આવો ભાઇની બેન !

**કામાગવરી**—ભાઈ ! હું તમારી પાસે મા—

**વિદુષક**—આતો વળી ભાઈની મા થઇ ગઈ.ડાચું ફાટી ગયું. બોલાવો વૈદ્યને !

**ભગવતરાય**—બેન! વારે વારે બંધ આમ કેમ થઇજાઓછો? બોલવાનું સત્વર બોલો. હીમત્ત રાખો.

**કામાગવરી**—ભાઈ મ્હારી નિર્લજ જીભ બોલવાને શક્તિ ધરી શક્તી નથી. હું—વાંક—ની—માફી—માગુછું.

**વિદુષક**—અલ્યા સારંગીનું પાકુ ચ્યાં બરાડેછે?

**ભગવતરાય**—બેન ! માફ થઇ ચુકેલ છે. મનની લાગણી એજ તમને માફી છે. હવે એ રસ્તે ન જશો, એટલે બસ છે. (કામાગવરી એકદમ નીતિલક્ષ્મીપાસે જઈ બેસી જાયછે,ભગવતરાય બેસેછે ને ચાકર ચાહા મુકવા આવેછે.)

**ભગવતરાય**—(ગજવામાંથી રૂપૈઓ કાઢી ચાકરને) જાલ્યા! આ રૂપીઆની પાન સોપારી, હારગોટા અને મીઠાઈ લાવ્ય.

**વિદુષક**—(લોકો તરફ જોઇને) એકલ પેટા તો અહીંયાંજ દીઠા. ચારજ પ્યાલા મંગાવ્યા છે! ભાઈ ક્યારના કુટી મરેછે તોએ બંદાને તો કોઈ પુછતુંજ નથી. (ચાકર જાયછે ને બધા ચાહા પીયેછે ને થોડી વારમાં ચાકર

લઇને આવેછે.) હવે પાક્યુ. આપડું મોં ગળ્યું થઈ ગયું.આજની રાતતો સફળથઈ. પેટમાં આવ્યાવગરેજ-

**ભગવતરાય**—(હાથમાં બે રકેબી ને ફુલના હાર ગોટા લેને કમળાનંદ અને કામાગવરીને) જો તમે મને પેહેલ-થીજ તમારો સુભેચ્છક ગણ્યોછે અને જો તમારી ખુશી માહારી શીખામણ વખતો વખત સાંભળવા-ની છે તો તેના આધારથી હું આજ જે આ તમને એક બીજાના પ્રેમની ખાતર આપુછું તે સ્વીકારીને એક બીજાની સાથે અપ્રિતિ ભાવ કાહાડી નાંખી જાથુને માટે પ્રેમની સજ્જડ ગાંઠ બાંધશો એમ આશા છે.(રકાબીયો હાથમાં આપી હાર પેહેરાવેછે.)

**વિદુષક**—કલ્યાણં ભવતૂ.

( મંગળાષ્ટક )

પ્રેમી દંપતીનું અખંડ તપજો, જોડું પુરા જોરથી,
ઘાડો પ્રેમ વધારજો દીલ વીશે, **નીતિ** સહી હર્ષથી;
થાઓ ઈશ્વર ખુશ આ નીરખીને. શાંતી સદા મોકલો,
આશીર્વાદ રૂડા વિદુષક તણો, સાચો સદા પામજો.

**કામાગવરી**—(ભગવતરાય તથા નીતિલક્ષ્મી ઉઠવા જાયછે તેવામાં કામાગવરી મીઠાઈ વીગેરે હાથમાં લઇ) તમારો અપૂર્વ પ્રેમ અમારા ઉપર સદાને માટેછે એથી અધીક રહે એ આશાએ આ લઘુ ભેટ આપુછું.

**વિદુષક**—ધન્ય છે!!!

**ભગવતરાય** / **નીતિલક્ષ્મી** }—(કામાગવરી તથાકમળાનંદને માથે હાથરાખી)

(સુણો દીલ્લી તખ્ત ધરનાર, ક્ષત્રી કલંક કેમ લેશે રે.)એરાહ.
અહો દંપતી જોડ અખંડ, પ્રેમી પ્રેમ મ્હાલજો રે;
કદી થાય ન પ્રેમનો ભંગ, પ્રેમી પ્રેમ મ્હાલજો રે.
સદા વધારતા રહો પ્રેમ,પ્રેમી.ચુકો એક બીજાનો ન નેમ, પ્રેમી-

પ્રભુસાહ્ય રે'જોરે સદાય, પ્રેમી૦ પ્રભુકૃપાથીરૂડુ થાય, પ્રેમી-રમો આનંદ માંહી ખુબ, પ્રેમી૦ ફરીઆદની આવે ન બુમ. પ્રેમી-
ડ્રોપસીન.



## દર્શન ૫ મું.

સ્થળ—સંભાષણશાળા (લેક્ચરહૉલ)

**ચંદ્રસિંહ...વિવેકવર્મા...વિદુષક...કામાગવરી...છડીદા-ર...ત્યારબાદ સાંભળવા આવેલા લોકો.**

**વિદુષક—સપરમે દહાડે સબડાક સમડાક.** વાહ ! વાહ ! શા લોકો ઠઠમઠ ભરાઈ ગયા છે !?! મને જોઇને ઘણો હર્ષ થાયછે કે આપણા આર્યો હરકોઈ શુભ કામમાં પોતાની ખરેખરી હોંશ બતાવેછે, પણ ભાઈયો ! તમે બધા કાન બાન શાફ સૂફ કરીને આવ્યાછો કે પછી નાગા, ટીશી-ખોર અને મિથ્યાભિમાની વિદ્વાન સ્વદેશીયો જેમને ના-ટક ચેટક વીગેરે જોવાની ટેવજ પડી ગયેલી હોયછે તે-ની માફક સેહેજસાજ રસ્તે જતાં આવી પોહોચ્યાછો ? જો એમ હોયતો તમારા કોઇનું અહીંયાં કામ નથી કા-રણ કે અહીંયાંતો **નીતિદેવીના** પવિત્ર મુખમાંથી ખર-તાં મોતીની ઝેપ કરી લેવાનું છે માટે આશાછે કે અહીંયાં આપ સર્વે સદ્‌ગૃહસ્થો ઢોંગથી યાતો સેહેજસા-જ નહીં આવ્યા હો. અરે ! જુઓ ! જુઓ ! પવિત્ર ન્યાઈ અને **નીતિદેવીનો** જાથુ ભક્ત રૂપિ સરસ્વતિનો પ્રસાદ પામેલો અને આપણો વાહાલો તેજસ્વી અને યશવાન રાજા આવેછે, માટે સર્વ તેને માન આપવાને તત્પર થાઓ. ( બધા ઉભા થાયછે. )

**છડીદાર—**નીઘા રખે મેહેરબાન ! ઘણીખંમ્મા માહારાજા-ધિરાજ૦૦૦૦૦૦( તખ્ત બતાવેછે. )

ચંદ્રસિંહ—( બેશીને ) પ્રધાનજી ! હજુ પેલી સ્ત્રી કેમ નથી આવી વારૂ ? શું એણે દગોતો નહીં દીધો હોય ?

વિવેકવર્મા—જી માહારાજ ! તે આવતીજ હશે. વીલંબ થવાનું કારણ ભાષણનો વિષયજ હશે. અરે ! એતો આ આવી. ( કામાગવરી રાજાને નીચી પડી પગે લાગે છે. )

ચંદ્રસિંહ—બાઈ તું ઉઠ. જલદી ઉઠ; કારણ બધા અકળાયછે, માટે ભાષણ શરૂ કર. આ માહારી પાસેની જગ્યા ઉપર તાહારે ઉભારેહેવાનું છે. ( કામાગવરી તે જગ્યા ઉપર ઉભી રેહેછે. )

વિદુષક—( કામાગવરીને ઉભેલી જોઇ લોકોને ) જુઓ ! જુઓ ! નીતિનું તખ્તરાજ્યાસન કરતાં કેટલું ઉંચુ અને શોભાયમાન જણાઈ આવેછે ? કારણ માત્ર એજ કે નીતિદેવી મનુષ્યની પ્રતીમામાં ચળકાટ મારી રહી છે, અને તેજસ્વી મુખરૂપિ ઘૃતના દીવામાંથી વચનરૂપિ અમુલ્ય જ્યોતી સર્વ સ્થળને પ્રકાશમાન કરી રહી છે, અને તેના બોલવાને તેની બાહાદુર છાતી શોકી મુખ અને હાથના ચાળા વધારે સાબીતીનો ટેકો આપેછે.

કામાગવરી—( બે હાથ જોડી )

( ૫૬. )

સાહ્યતા કરી કૃપાળ, કીર્તિ આજ દીજે;
શુભ કામ દીલતણું, પૂર્ણ પ્રભુ કીજે. સાહ્યતા૦
તે કરી દયાળ સાહ્ય, અન્ય કામ વીશે;
સ્હાય તું વીનાછે કામ, અઘરૂં અતીશે. સાહ્યતા૦
અક્કલને જ્ઞાન નહીં, મુજ વીશે કાંઈ;
પૂરતો કરો વિચાર, શબ્દ વદૂં આંહીં. સાહ્યતા૦
પા'ણ ખાણમાંથી હિરો, પરખિ સર્વ લેજો;
દૂર ખોટું નાંખી દઈ, સાર સર્વ લેજો. સાહ્યતા૦

ભાઇયો! અને બેનીયો! મુરબ્બીયો અને સદ્‌ગૃહસ્થો! આંજે મ્હારે તમને માહારી પોતીકી સ્થીતિ ઉપરથીજ કાંઇક બોધ દેવાનો છે, જેનું માહારી આશા પ્રમાણે સર્વ કોઇએ સાંભળી પૂર્ણ વિચાર સાથે પાછા ફરતી વખતે મનન કરવું જોઇએ! હું ધારૂંછું કે માહારી પોતીકી સ્થીતિ તો કોઇની અજાણી નહીં હોય તેથી તે કેહેવામાં વખત નગાળતાં જે માહારી યથાશક્તિ પ્રમાણે થોડું ઘણું કહુંછું તે સર્વે કોઈ સ્વીકારી લેશે એમ આશાછે. હું પ્રથમ અનીતિને ચાહાનાર હમણાં માહારો વિચાર તદ્દન બદલાઇને પૂર્ણ રીતિયે નીતિને ચાહુંછું. નીતિમાં સુખછે અને અનીતિમાં શું દુઃખછે તે અનુભવથીજ માલમ પડશે. કદાચ અનીતિમાં પ્રથમતો સુખ મળેજ પણ તે નીરંતર રેહેવાનું નથી, અને નીતિનું સુખતો સદાને માટેછે. હવે નીતિ, અનીતિ એટલે શું તે જાણવું પણ જરૂરીઆતનું છે કારણ કે તે જાણ્યા શીવાય લોકોને ગુંચવણ પડે કે એ બેમાંથી શાંમાં વધારે સુખ હશે? નીતિ એટલે દુનિયાનાં શ્રેષ્ઠ બંધારણો અને માણસની અમુક મરીયાદાની અંદર રહીને વર્ત્તવું તે; અને અનીતિ એટલે તે મરીયાદાની બાહાર જવું તે; ત્યારે વિચાર કરોકે એકજ ઘોડો સપાટ જમીન ઉપર કેવી સેહેલાઇથી દોડી શકશે અને તેનો તેજ ઘોડો વાડ કુદતાં અથવાતો ગુંચવણ ભરેલા રસ્તાઓમાં વળતાં કેટલો ગુંચવાઈ જશે, અટકી જશે અને પોતાના બેસનારનો માર ખમશે? તેવી રીતે ભાઇયો! અને બેનીયો! નીતિનો રસ્તો સપાટ છે અને અનીતિનો દુઃખદાતા તથા ગુંચવણીયોછે. પેહેલે રસ્તે ચાલતાં દુનિયામાં સુખશાંતીથી રેહેવાશે, કજીયો કંકાસ ફીટીજશે, અને સઘળે ભ્રાતૃભાવ ને ભ્રાતૃભાવજ છવાઇ જશે પણ બીજે રસ્તે ચાલતાં દુઃખના અગાધ ખાડામાં પડી ઘણાકાળ પર્યંત

વેદનાની વીટંબણા વેઠવી પડશે. ત્યારે મુરબ્બીયો! કોહોકે શામાં સુખ વધારેછે ? છાતી ઠોકીને કહો અને તેની પાછળ પરવરો. પ્રયાસ કરો અને સુખનું અમૃત ઝરણ પીયો. અનીતિએ ઘણા માણસોને અનાથ અને અડફડતા તથા હેરાન કરી નાંખ્યાછે, પરંતુ **નીતિ**નો એવો એકે દાખલો મને યાદ નથી. જો **નીતિ**નું મંદીર દરેક ગામમાં, દરેક શેશેહેરમાં, દરેક રાજ્યધાનીમાં, ને દરેક ઝુંપડીમાં પણ હોય તો માણસનું આયુષ્ય સલાહસંપ અને શાંતીથી દીર્ઘ થયા વીના રેહેતુંજ નથી પણ તેથી ઉલટું કજીયા કંકાસને ક્લેશના ઉપદ્રવથી વૈરભાવની વૃદ્ધિ થતી જઈ માણસનો અંત એક બીજાના ઘાતકીપણાથી જલદી આવવાનો સંભવછે. બેનીયો! વીચાર કરો **નીતિ** કોને અગત્યની નથી? જે માણસ ઉડાઉ યાતો કંજુસ ન થતાં મધ્યમ સ્થીતિથી ધન ખરચેછે તે જેટલો સુખી થાયછે તેટલોજ મરીયાદામાં રેહેવાથી એટલે **નીતિ**એ ચાલવાથી સુખી થાય છે. ત્યારે હવે **નીતિ**નો ફાયદો જુઓ અને ફના બીજનો ફીટકાર કરી તેના ફાંસામાં ન ફસાતાં મુક્તાફળનો સ્વાદ ચાખો. **નીતિ**થીજ માણસ પંકાયુંછે, ને પંકાશે. ઈશ્વરને તે વાહાલીછે અને તેને તાબે રેહેનારપર પણ ઈશ્વર પ્રસંન રેહેછે, માટે સર્વે કોઈ, ઈશ્વરને પ્રિય.**નીતિ**ના સાથી થાઓ અને તેની શોભાનો સુંદર દેખાવ હંમેશને માટે જોયા કરો. **નીતિ**નો પ્રયાસ કરવાથી પવિત્ર થશો, જતુંરેહેલું બ્રહ્મતેજ ફરીથી પ્રગટ થશે, આયુષ્યની વૃદ્ધિ થશે, ઈશ્વરકૃપા રાખશે, તમારી મનકામનાઓ સંપૂર્ણ થશે, મન નીશકલંક, નિર્મળ, અને કપટરહીત થશે, અને આખરે તમારી સદ્‌ગતી થશે, અને લોકોમાં તમારી પવીત્રાઈથી તમને માન મળશે. તો પછી જેઓને આ સુખ સંગ્રહ કરવાની ઈચ્છા હોય તેમણે વીલંબ ન કરતાં તે તરફ ત્વરાથી દોડવું જોઈએ.

અનીતિની હયાતી ઈશ્વરને અપ્રીયછે, માટે ભાઈયો ! અને બેનીયો ! સર્વે મારા કરતાં વિશેષ અનુભવી, વિચારવંત, ગ્નાની અને શાણાં હોઈ તમે પોતેજ વીચાર કરીલ્યો અને સાચાનો શોધ કરો. નીતિવાન મા, બાપ, ભાઈ, બેન, દંપતી વીગેરે હરકોઇનું સુખ જુઓ. તે કેટલુંબધું ઉત્તમ, પવિત્ર અને પ્રિય લાગે એવુંછે? જ્યારે નીતિમય પ્રેમભાવ હરકોઈ જોડામાં ઉત્પન્ન થાયછે ત્યારે કેવો ચારુણ્યમય દેખાવ દીપી ઉઠેછે ! ! ! નીતિથી ગ્નાન, ડાહાપણ, વિવેક, અને શુશીલતા તથા નમ્રભાવની પ્રાપ્તી થાય છે. પણ અનીતિથીતો હઠીલાઈ, અહંકાર, અગ્નાન અને ઈર્ષા એવા એવા દૈત્યી ગુણનીજ પ્રાપ્તી થાયછે ત્યારે કહો દેવ ગુણો મુકીને દૈત્યના ગુણો કોને વાહાલા લાગે ? શું ફુલ મુકીને કાંટા ઝાલવાનું કોહને મન થાયછે ? દેવનું રક્ષણ મુકીને રાક્ષસ પાસે કોઇને જવાની અપેક્ષા થાયછે ? અરે ! કદીજ નહીં. પૃથ્વી, સૂર્ય કે ગંમે તે ચીજની અવળી ગતિ થાય તોપણ ઈશ્વરેચ્છા શીવાય કદીજ નહીં. ત્યારે નીતિનું પણ તેમજ સમજો અને સર્વે યાદ રાખોકે આપણું કલ્યાણ કરનાર નીતિ નીતિને નીતિજછે. નીતિના નામથી આપણે પાવન થઇએ છીએ. ત્યારે હવે સર્વે કાંઈ નીતિની નદીમાં નાહાઓ, અનીતિથી ચોખા થાઓ! અને સુખ સંપથી ઘેર જાઓ, એજ માહારી મનકામનાછે. બેનીયો, જો હવે માહારૂં થોડુંઘણું કેહેલું તમારા મનમાં ઉતરતું હોય=અરે ! પરમેશ્વર કરેને તેમ થાઓ=તો પછી હવે હું બોલવું બંધ કરૂંછું. પણ યાદ રાખજો કે નીતિથી તમારા પતિ પ્રત્યેનો તમારો પ્રેમ બહુ વધશે તેની લાગણી તમારાપર બહુ ખેંચાશે અને એકબીજા બહુજ સુખી થશો. ( બેસેછે એટલે લોકો હર્ષથી તાળીયો પાડેછે ને જવાની ગરબડ કરેછે. )

**વિદુષક**—જુઓ ભાઈ ! ગરજ સરી એટલે ચાલ્યા ! જરાક

નીતિદેવીને ખરા દીલથી નમસ્કાર તો કરતા જાઓ.

ચંદ્રસિંહ—માહારી શાણી પ્રજાના સદ્ગૃહસ્થો! તમને ખબરતો હશેજ કે આ સ્ત્રીને ફાંશીએથી બચાવવાનું કારણ તેના મન ઉપર પૂર્ણ અસર થવાથી તેના ભાષણ રૂપિ પ્રયત્નથી તમારા મનમાં તે લાગણીનો પ્રવેશ થાય એજછે. અને હું આશા રાખુંછું કે એના કેહેવા પ્રમાણે પોતાનું શુભ કરનાર નીતિ નીતિને નીતિજછે, એ યાદ રાખી એ પ્રમાણે વર્ત્તવું જોઇએ. તથા હું ધારૂંછુ કે આ પ્રમાણે કરવાને બચેલી આ બાઇએ પોતાની ફરજ આજ બજાવીછે તેમ બજાવી મ્હારા ન્યાયને કલંક નહીં લગાડે. ( લોકો હર્ષના પોકાર પાડી વેરઈ જાયછે. ) ( પડદો પડેછે. )

---

## દર્શન ૬ ઠું

### સ્થળ—નાટકશાળા.

સૂત્રધાર... વિદુષક .. બાદ—સર્વ પાત્રો.

વિદુષક—(સૂત્રધારને જોઇ) ઓહો! બાઈસાહેબ! તમે તો નાટક ભજવવાનું નામ દઈને ગયા તે ગયાજ! ચેટક ભજવવા બેશી ગયા કે શું? બળતું ઘર કૃષ્ણાર્પણ આ બંદાને માથેજ પડ્યુ! કેમ ભાઈ, હવે તો આંખ્યો ઉઘડી કની? કે હજુએ ચોળોછો? હે ઊંઘણસી આર્ય સુભિચ્છક! ત્હારા જેવાજ સુભિચ્છકો પેદા થાયછે તેથી આર્યાવૃતનું ખરાબ થતું જાયછે! પ્રીયાતો પાતાળમાં ગયા હશે! તેમાં મેં નહીં બતાવ્યું હોય! ભાઇ, આવાં નાટક ભજવશો તો કોઈ કોડીએ નહીં આપે.

સૂત્રધાર—અરે! ભાઈ તું ભુલી કેમ જાયછે? અનીતિનું

નાટક ભજવ્યું તે તને ખબર પણ નથી? હું નહીં તો કોણે ભજવ્યું?

**વિદુષક**—બંદાએ! નામ દેતાં બહુ સારૂ લાગેછે? રસ્તે જતાં નાંણાવટીને ગળે પડજે કે રૂપૈઆની થેલીમળશે.

**સૂત્રધાર**—ભાઈ! ત્હારે મન તો "આંધળા આગળ આરસીની માફક બેહેરા આગળ શંખ ફુક્યા તો પણ હાડકાં કરડ્યાં કેહેવાયછે." તાહારા જેવી ભીતના મોં આગળ ભાગવત તે શા ખપનું? ગઈ ગુજરી વાતની ખબર તો છે નહીં. તું તાહારો ઘર બવહાર શી રીતે ચલાવી શકતો હઇશ?

**વિદુષક**—પગમાં પાઘડી ને માથે જોડા મુકીનેસ્તો. આવો શંખ! આ બધા બેઠાછે ભાઇસાહેબો, તેને પુછી જુઓ કે અક્કલવાન તે તું કે હું?ભાઇના કેવા ઝડાકા વાગતાતા? તું બેહેરો માટે તાહારે મન તો બધા બેહેરા કે? પણ ભાઈશાબ! ઉંઘ આવેછે હીંડને હવે ઘેર.

**સૂત્રધાર**—હા! હા! ચાલો, પણ જરા સર્વ મળી ઇશ્વર સ્તુતી કરીયે તથા સદ્દગૃહસ્થોની માફી માગી લઇએ.

**સર્વપાત્રો**— (કલ્યાણ.)

શાંણા ગૃહસ્થો સઉ, છે કૃપા કરી બહુ;
**નાટક કુમિત્ર તણું, નીરખ્યું સહુ; ટેક.**
આંખે જોયું, કાંને સુણ્યું, કરજો પૂર્ણ વિચાર;
બે ફીકરા તે તર્ફે સર્વે, રે'શો નહીં લગાર, શાંણા—
કૂડા મિત્રો નજરે આવે, જગમાં ઠામો ઠામ;
સુચવવા કેરી આશાએ, આરંભ્યુ તું કામ, શાંણા—
પૂરતો જો વિચાર કરી, સુધારો કરશો કાંઈ;
મુરાદ સર્વે પાર પડી, સમજીશું મનનીમાંહી, શાંણા—
ભૂલ કે ખામી હોય, તેની દે જો માફ;

જરૂરનું સૂચવશોજી એવી, આશાછે સમાજ, શાંણા—
આવીને આભારી કીધા, અમને સર્વે આજ;
દેશ હીતેચ્છુ આશ્રય દેશે, આશાછે સમાજ, શાંણા—
તસ્દી જે સર્વેને આપી, પ્રેમે કરશો માફ;
પોતાને મુકામે જાવા, આગ્ના માગે સાથ, શાંણા—
કરીએ પ્રભુને શીશ નમાવી, વિનતિ વારમવાર;
આયુષ સુખની વૃદ્ધિ પ્રસરો, સદ્‌ગૃહસ્થોની માંય, શાંણા—
પેહેલો સારો બીજો ભુંડો, એમાંનો નવ આપ;
કર્ણે સુણ્યું સાચુ માનો, પકડી કા'ડો આપ. શાંણા—




## ભૂલચૂક.

દીલગીરી સાથે કબુલ કરવું પડેછે કે પ્રથમ પ્રયાસને લીધે તથા પ્રેસની ઉતાવળને લીધે કેટલીક દ્રષ્ટી ગોચર ભારે ભૂલો અને હો કે શબ્દોની રહી ગઈછે તે દર ગુજર કરવી.



# ભારે આશ્રય.

આખર વખતે કેટલાક ઉમરાવોનો ઉમદા આશ્રય મળ્યોછે જે વખત વહી જવાથી દીલગીરી સાથે પ્રસિદ્ધ થતાં આચકો આપછે, તે છતાંપણ ઘણાજ હર્ષ સાથે જગ્યા ન મળતે પણ જ્યાં ત્યાં **માહારાજા શ્રી કચ્છ દરબાર સાહેબ** ને પ્રસિદ્ધ કરવા પડે છે અને તેમનીજ સાથે તેઓના **માજી દીવાન બાહાદુર યશભાઇ પુત્ર મણીભાઇ** ને હરકોઈ પુસ્તકને અચળ આશ્રયદાતા છે તેઓને અચળ કીરતીને માટે પ્રસિદ્ધ કરીએ છીએ.

